સંશોધન ગ્રંથમાળા—ગ્રંથાંક ૩૧
શેઠ ભોળાભાઈ જેશંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવન

# જયેષ્ઠીમલ્લ જ્ઞાતિ
# અને
# 'મલ્લ પુરાણ'

લેખક

**અધ્યા. ભોગીલાલ જ. સાંડેસરા, એમ. એ.**
અર્ધમાગધી અને ગુજરાતીના અધ્યાપક,
ભો. જે. અધ્યયન—સંશોધન વિદ્યાભવન,
ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ

ગુજરાત વિદ્યાસભા : અમદાવાદ

# નિવેદન

**ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન**ની પ્રવૃત્તિનાં મુખ્ય બે અંગ છે: એક અધ્યાપન અને બીજું અધ્યયન-સંશોધન. આ બીજા અંગનાં પરિણામ પ્રકટ કરવા યોગ્ય થતાં લેખો દ્વારા કે નાના મોટા ગ્રંથો દ્વારા પ્રકટ કરવાની યોજના રાખવામાં આવી છે. આ યોજનામાં મુંબઈ સરકારે ૧૯૩૯ના માર્ચમાં મંજૂર કરેલી યોજનાનો પણ સમાવેશ થાય છે. એમાં સૂચવાયેલા વિષયોમાં **સમાજશાસ્ત્ર**ના મથાળા નીચે ગુજરાતની ભિન્નભિન્ન જાતિઓ ઉપર નિબંધો તૈયાર કરવાની સૂચના છે, તે અન્વયે આ **"જ્યેષ્ઠીમલ્લ જ્ઞાતિ અને 'મલ્લપુરાણ'"** નામક અભ્યાસગ્રંથ પ્રકટ કરવામાં આવે છે.

ગુજરાત વિદ્યાસભા,
અમદાવાદ
તા. ૪-૧૦-'૪૮

**રસિકલાલ છો. પરીખ**
અધ્યક્ષ,
ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન

# જ્યેષ્ઠીમલ્લ જ્ઞાતિ અને 'મલ્લપુરાણ'

**જ્યેષ્ઠીમલ્લ** જ્ઞાતિ એ મલ્લવિદ્યા અને ધનુર્વેદને ધંધા તરીકે સ્વીકારનાર ગુજરાતની એક બ્રાહ્મણ જ્ઞાતિ છે. ગુજરાતમાં જ્યેષ્ઠીમલ્લોએ પરાપૂર્વથી બળની ઉપાસના કરી છે અને યુદ્ધવીરો તરીકે પણ ખ્યાતિ મેળવી છે. શસ્ત્રવિદ્યાવિશારદ પૌરાણિક બ્રાહ્મણોની પરંપરાને એક રીતે તેમણે વ્યાપારપ્રધાન ગુજરાતમાં ચાલુ રાખી હતી. મલ્લવિદ્યા વિશેનો એક વિરલ સ્વતંત્ર સંસ્કૃત ગ્રન્થ 'મલ્લપુરાણ' કોઈ અજ્ઞાનનામા જ્યેષ્ઠીમલ્લને હસ્તે ગુજરાતમાં લખાયેલો છે. ગુજરાતમાંથી જ્યેષ્ઠીમલ્લો દક્ષિણમાં–કર્ણાટક, આન્ધ્ર અને બીજા દ્રાવિડ પ્રદેશોમાં ગયા અને ત્યાં પણ ગુજરાતની મલ્લવિદ્યાનો વિજયડંકો વગાડ્યો, અને એ પ્રદેશોના જ વતની બની જવા છતાં પોતાની પૂર્વકાલીન સાંસ્કારિક પરંપરાઓ જાળવી રાખી.

ગુજરાતની એ વીર જ્ઞાતિના ઇતિહાસનો અને એની વર્તમાન સ્થિતિનો તથા એના જ્ઞાતિપુરાણ 'મલ્લપુરાણ'નો પરિચય કરાવવાનો આ પુસ્તિકાનો ઉદ્દેશ છે.

## પૌરાણિક વૃત્તાન્ત

'જ્યેષ્ઠીમલ' અથવા 'જેઠીમલ' શબ્દનો અર્થ 'મોટો મલ્લ' અથવા 'મુખ્ય મલ્લ' એવો થાય છે. જ્યેષ્ઠીમલ્લો એ મોઢ બ્રાહ્મણોની એક પેટાજ્ઞાતિ છે. મોઢના જ્ઞાતિપુરાણ 'ધર્મારણ્ય'માં મોઢની પેટાજ્ઞાતિઓની ઉત્પત્તિ વિશે કેટલીક પૌરાણિક પદ્ધતિની વિગતો આપેલી છે. સં. ૧૩૬૦ના અરસામાં અલાઉદ્દીનના લશ્કરનું ગુજરાત ઉપરનું આક્રમણ, એ લશ્કરે કરેલો મોઢેરાનો ભંગ અને તે પછી કેટલેક સમયે થયેલી મોઢેરાની પુનર્ઘટના —એ પ્રસંગો 'ધર્મારણ્ય'માં વર્ણવેલા છે, એટલે 'ધર્મારણ્ય'ની

રચના સં. ૧૪૦૦ પહેલાં થઈ હોય એ સંભવિત નથી. મહુવાના લક્ષ્મીનારાયણના મન્દિરના સં. ૧૫૦૦ના શિલાલેખમાં 'ધર્મારણ્ય' નામ છે તથા 'ધર્મારણ્ય'ના બે શ્લોકો એમાં ટાંકેલા છે, એથી એ પુરાણની રચના સં. ૧૪૦૦ અને ૧૫૦૦ ની વચ્ચે થઈ હોવી જોઈએ. આમ મુકાબલે અર્વાચીન સમયમાં લખાયેલા એ ગ્રન્થમાં જ્ઞાતિભેદો વગેરેની વિગતો કલ્પનાથી ઉપજાવીને બેસતી કરેલી હોવા છતાં જ્ઞાતિની પરંપરાઓ અને માન્યતાઓ સમજવામાં એ વિગતો કેટલેક અંશે સહાયભૂત થાય છે. એ ગ્રન્થમાં ખાસ કરીને જ્યેષ્ઠી-મલ્લો વિશે શું કથન છે એ જોઈએ.

'સ્કન્દપુરાણ'-અંતર્ગત 'ધર્મારણ્ય'માં મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણોના જ્ઞાતિભેદો વર્ણવતાં જ્યેષ્ઠીમલ્લો વિશે કહ્યું છે કે —

केचिन्मल्लाश्च संजाता बाहुयुद्धविशारदाः ।
मल्लानां निम्बजाशक्तिः वृत्तिबाह्याश्च तेऽभवन् ॥

(અધ્યાય ૩૫, શ્લોક ૯)

અર્થાત કેટલાક બ્રાહ્મણો બાહુયુદ્ધવિશારદ મલ્લો થયા. મલ્લોની દેવી નિંબજાશકિત છે. તેઓ પણ વૃત્તિથી બાહ્ય થયા.[1]

'પદ્મપુરાણ'-અંતર્ગત 'ધર્મારણ્ય'માં[2] આ બાબત વસ્તુ કંઈક

૧. વૈદ્ય માણેકરામ દુર્લભરામ પ્રકાશિત 'મોઢપુરાણ,' પૃ. ૩૪૨

૨. કેટલાંક વર્ષ પહેલાં સદ્‌ગત પ્રભાશંકર જયશંકર પાઠકે આ પુરાણ છપાવ્યું હતું, પણ ગમે તે કારણે એ પછી બંધાઈને બહાર જ પડ્યું નથી. શ્રી. કનૈયાલાલ દવે દ્વારા મેળવેલી શ્રી. આત્મારામ લક્ષ્મીરામ વ્યાસ પુરાણભૂષણ પાસેની એ પુરાણની હસ્તલિખિત પ્રતનો અહીં મેં ઉપયોગ કર્યો છે.

'સ્કંદપુરાણ-અંતર્ગત 'ધર્મારણ્ય' અને 'પદ્મપુરાણ'-અંતર્ગત 'ધર્મારણ્ય' બન્નેનો વિષય તેમજ વિષય-અનુક્રમ એકસરખો છે. પણ 'સ્કન્દપુરાણ'માંના 'ધર્મારણ્ય'માં કરતાં 'પદ્મપુરાણ'માંનું 'ધર્મારણ્ય' વધારે વિસ્તૃત હોઈ એમાં કેટલીક વિગતો વધારે મળે છે. એકંદરે એક જ ગ્રન્થની સંક્ષિપ્ત અને વિસ્તૃત વાચનાઓ વચ્ચે હોય એવો ભેદ એ બન્ને કૃતિઓ વચ્ચે છે.

વિસ્તારથી વર્ણવી છે. એમાં કહ્યું છે —

येषां दोषाः समस्तास्ते स्थानभ्रंशत्वमागताः ।
एवं च वदतां तेषां विरोधः समपद्यत ॥
विरोधे चैव संजाते युद्धं चक्रुः द्विजोत्तमाः ।
तेऽपि मल्लाश्च संजाता बाहुयुद्धपरायणाः ॥
भिन्नाचाराश्च पतिता वेशसंशयमागताः ।
परस्त्रीगामिनः केचित् केचिच्छौंडिकयाचकाः ॥
मल्लानां लिंबजाशक्तिः कुलदेवी प्रकीर्त्तिता ।
स्थानाच्च पश्चिमे भागे स्थापिता सा मनोहरा ॥

( અધ્યાય ૫૯, શ્લોક ૨૩–૨૬ )

અર્થાત્ ‘ જેઓ દોષવાળા હતા તેઓ સ્થાનભ્રષ્ટ થયા છે’ એમ બોલતાં તે બ્રાહ્મણોમાં વિરોધ થયો. વિરોધ થતાં તે ઉત્તમ બ્રાહ્મણો યુદ્ધ કરવા લાગ્યા, અને તેઓ બાહુયુદ્ધપરાયણ મલ્લો થયા. બીજા કેટલાક ભિન્ન આચારવાળા, પતિત, સંદિગ્ધ વેશવાળા, પરસ્ત્રીગામી, દારૂ ગાળનારા અને યાચકો થયા.[3] મલ્લોની કુલદેવી લિંબજાશક્તિ કહેલી છે અને તેને સ્થાનથી (એટલે કે મોઢજ્ઞાતિના મૂળ સ્થાન મોઢેરાથી) પશ્ચિમ ભાગમાં (દેલમાલ ગામમાં) સ્થાપિત કરી છે.

વળી ત્યાં વિશેષમાં એમ પણ કહ્યું છે કે—બલિનો પુત્ર લોહાસુર નામે દૈત્ય દેવોને ઘણો ત્રાસ આપતો હતો, આથી તેનો વધ કરવા માટે દેવોએ વિષ્ણુને વિનંતિ કરી. વિષ્ણુએ મનથી સ્મરણ કરતાં લીંબડાના વૃક્ષમાં લિંબજા દેવી પ્રકટ થઈ. તેણે દૈત્યને પોતાની માયાથી મોહ પમાડ્યો, એટલે વિષ્ણુએ તેનો વધ કરીને દેવોને ભયમુક્ત

૩. આ નિર્દેશ ધેણુજા મોઢ બ્રાહ્મણ વિશેનો જણાય છે. મહીકાંઠા પ્રાંતમાં ગાયકવાડ સરકારની સત્તા સુસ્થાપિત થઈ ત્યાંસુધી ધેણુજા બ્રાહ્મણો ચોરી અને લૂંટફાટનો ધંધો કરતા હતા; આથી ગુજરાતી ભાષામાં ‘ ધેણુજા ’ અથવા ‘ ધાણોજા ’ શબ્દનો અર્થ ‘ ઠગ ’ પણ થાય છે.

કર્યો. એ પછી મલ્લોની એ કુલદેવીની પ્રતિષ્ઠા સ્થાન–મોઢેરાની પશ્ચિમે કરવામાં આવી. એ સમયે મલ્લોની સંખ્યા સાડાપાંચસોની હતી. ( શ્લોક ૨૭–૬૨ )

'બ્રહ્માંડપુરાણ'માં વળી મલ્લોની ઉત્પત્તિની બીજી એક કથા આપવામાં આવેલી છે. એ કથા અનુસાર મલ્લોનો પૂર્વપુરુષ દેવ-મલ્લ નામનો હતો અને તેને વજ્રદંત નામે અસુરનો વધ કરવા માટે બ્રહ્માએ ઉત્પન્ન કર્યો હતો. વજ્રદંતે તપશ્ચર્યા કરીને મહાદેવ પાસેથી એવું વરદાન મેળવ્યું હતું કે દેવો વડે અથવા કોઈ પણ શસ્ત્રથી મારો વધ ન થાય. પછી એ દૈત્યે જગતમાં ત્રાસ વર્તાવવા માંડ્યો. એનો વધ કરવા માટે દેવમલ્લ એના માયાવતી નામે નગર તરફ ગયો, પણ ફાવી શક્યો નહિ. છેવટે નારદની સૂચનાથી દેવમલ્લે લીંબડાના વનમાં રહેતી નિંબજા દેવીની સ્તુતિ કરી. નિંબજા પ્રત્યક્ષ થતાં દેવમલ્લે તેની પાસે પોતાને યુદ્ધમાં સહાય થઈને સત્ત્વ, બળ, ધૈર્ય, ઉત્સાહ, તેજ અને આનંદમાં વૃદ્ધિ કરવાનું તથા પોતાના વંશજોની એ કુલદેવી બને એવું વરદાન માગ્યું. પછી નિંબજાની સહાયથી દેવમલ્લે વજ્રદંત અને તેના અનુચરોનો પોતાની મુષ્ટિના ઘાથી જ નાશ કરી નાખ્યો. પછી બ્રહ્માએ દેવમલ્લને બળની વૃદ્ધિ કરનાર મલ્લવિદ્યા, મુષ્ટિયુદ્ધ અને ધનુર્વેદનું પ્રવર્તન કરવાની આજ્ઞા કરી, અને બ્રાહ્મણાચારસંપન્ન એવા તેના વંશજ મલ્લો ક્ષત્રિયો-ને આ વિદ્યાઓ શીખવે એવો આદેશ કર્યો. એ પછી દેવમલ્લે એક ઋષિકન્યા સાથે લગ્ન કર્યું. તેને એનાથી દશ પુત્રો થયા. એ દશે પુત્રોને તેણે ભારતવર્ષના જુદા જુદા પ્રદેશોમાં મોકલ્યા. એ રીતે મલ્લોની જાતિ ઉત્પન્ન થઈ. ( 'બ્રહ્માંડપુરાણ,' ઉત્તર ભાગ, અધ્યાય ૪૦–૪૩ )

દક્ષિણ ભારતના જ્યેષ્ઠીમલ્લોમાં પ્રચલિત દંતકથામાં એટલું વિશેષ છે કે દેવમલ્લે અસુરની છાતીના હાડકામાંથી વજ્રમુષ્ટિ નામનું

હથિયાર બનાવ્યું. ('માર્ઝ સોર ટ્રાઇબ્ઝ એન્ડ કાસ્ટ્સ', ભાગ ૩, પૃ. ૪૭૨-૭૩ )

બીજી એક દંતકથા એવી છે કે જ્યેષ્ઠીમલ્લ બ્રાહ્મણોના પૂર્વજો અગ્નિહોત્રી હતા અને તેઓ મોઢેરા પાસે વડતળાવમાં સ્નાન કરતા યાત્રાળુઓ પાસેથી કર લેતા હતા. ત્રેતાયુગમાં રામચન્દ્ર રાવણને મારીને ધર્મારણ્યમાં પ્રાયશ્ચિત્ત કરવા આવ્યા ત્યારે તેમણે બ્રાહ્મણોને દક્ષિણામાં એક મણિ આપ્યો. આ મણિ દરરોજ સવા વાલ સોનું આપતો. એ મણિ પ્રત્યેક ગોત્રમાં વારાફરતી રહે એમ નક્કી થયું. પરંતુ તેમાંય એક જ ગોત્રના બે ભાઈઓ વચ્ચે એ રાખવા માટે ઝગડો થયો, અને છેવટે મણિના ટુકડા કરવામાં આવ્યા. મણિની સુવર્ણ આપવાની શક્તિ ગઈ, અને વધારામાં ગુરુએ બ્રાહ્મણોને શાપ આપ્યો કે મણિના ટુકડા કર્યા, તેથી હવે તમે મલ્લકુસ્તીમાં પરસ્પરના હાથ ભાંગીને આજીવિકા મેળવશો. આ પ્રમાણે બ્રાહ્મણોમાંથી જ્યેષ્ઠીમલ્લો થયા. આ દંતકથા પણ થોડા ફેરફાર સાથે દક્ષિણ ભારતના જ્યેષ્ઠીમલ્લોમાં જાણીતી છે.

આ સિવાય બીજો એક વૃત્તાન્ત 'મલ્લપુરાણ'માં સચવાયેલો છે. એ પુરાણના વસ્તુનો પરિચય હવે પછી આપણે કરીશું, પણ અત્યારે પ્રકૃત વિષય પૂરતો જ્યેષ્ઠીમલ્લો વિશે તેમાં આપેલો વૃત્તાન્ત જોઈ લઈએ. એમાં જણાવ્યા પ્રમાણે મથુરાથી દ્વારકા જતાં શ્રીકૃષ્ણ અને બલદેવ માર્ગમાં દેલમાલ ગામમાં આવ્યા. બલદેવને પોતાના બળનું અભિમાન હતું. એ અભિમાન તોડવા માટે શ્રીકૃષ્ણે સોમેશ્વર નામે બ્રાહ્મણને મલ્લવિદ્યાનો ઉપદેશ કર્યો અને પછી સોમેશ્વરે મલ્લયુદ્ધમાં બલદેવનો પરાજય કર્યો. ત્યારથી માંડીને સોમેશ્વર અને તેના સંબંધી બ્રાહ્મણો અગ્નિહોત્રી મટીને મલ્લ થયા, અને જ્યેષ્ઠીમલ્લ કહેવાયા.

આ બધી દંતકથાઓનો ઉદ્દેશ મુખ્યત્વે જ્યેષ્ઠીમલ્લોની મલ્લવિદ્યાનું મહત્ત્વ બતાવવા પૂરતો તથા તેઓ અગ્નિહોત્રી મટીને મલ્લ થયા તેથી

પ્રાપ્ત થયેલ સામાજિક દરજ્જાનું ઊતરતાપણું હળવું બનાવવાનો છે, એ સ્પષ્ટ છે.

## ઐતિહાસિક વૃત્તાન્ત

જ્યેષ્ઠીમલ્લોનો સિલસિલાબંધ ઐતિહાસિક વૃત્તાન્ત આલેખવાનો પ્રયાસ આ પહેલાં કોઈ પણ પ્રાચીન કે અર્વાચીન ગ્રન્થમાં કરવામાં આવ્યો નથી. ગુજરાતના સામાજિક કે રાજકીય જીવનમાં મહત્ત્વનો ભાગ ભજવનારી જ્ઞાતિઓના કલ્પનામિશ્રિત વૃત્તાન્તો જ્ઞાતિપુરાણોમાં કે પ્રબન્ધાદિમાં સચવાયેલા છે એવું કંઈ પણ જ્યેષ્ઠીમલ્લોની બાબતમાં નથી, એટલે આપણે મુખ્યત્વે સાહિત્યમાં મળતા છૂટક ઉલ્લેખો અને જનશ્રુતિ ઉપર આધાર રાખવો પડશે.

આચાર્ય હેમચન્દ્રકૃત સંસ્કૃત 'દ્વયાશ્રય' મહાકાવ્યની અભયતિલકગણિની ટીકામાં (સર્ગ ૧૮, શ્લોક ૫૯) આયુધજીવી બ્રાહ્મણોનો ઉલ્લેખ આવે છે. તેઓ આયુધ ઉપર આજીવિકા ચલાવનારા હોવાથી તેમને 'કાંડસ્પૃષ્ટ' કહેવામાં આવે છે, એવો ઉલ્લેખ પણ ટીકાકારે કર્યો છે. આયુધજીવી બ્રાહ્મણો સદાચારી બ્રાહ્મણોથી અલગ 'બ્રાહ્મણક' દેશમાં રહે છે એમ પણ ટીકાકારે કહ્યું છે, અને બીજો એક મત ટાંક્યો છે કે આયુધજીવી બ્રાહ્મણને જ 'બ્રાહ્મણક' નામથી ઓળખવામાં આવે છે. આ બ્રાહ્મણો તે બીજા કોઈ નહિ પણ જ્યેષ્ઠીમલ્લ, એવો મારો મત છે. એમને 'બ્રાહ્મણક' કહ્યા છે અને એમનો નિવાસ સદાચારી બ્રાહ્મણોથી અલગ પ્રદેશમાં હતો એમ કહ્યું છે, એ પણ બ્રાહ્મણ તરીકેની એમની સામાજિક પ્રતિષ્ઠા એટલા જૂના સમયમાં પણ ઓછી હતી એમ બતાવે છે.

પાટણના ગુર્જરેશ્વરો જ્યારે વિજયયાત્રાએ નીકળતા ત્યારે આ જ્યેષ્ઠીમલ્લ યોદ્ધાઓ મોખરે રહેતા એવી જનશ્રુતિ છે, અને જ્ઞાતિનો એકંદર ઇતિહાસ જોતાં એ સાચી હોવાનો પૂરેપૂરો સંભવ છે.

અલાઉદ્દીન ખિલજીના લશ્કરે મોઢેરાને ઘેરો ઘાલ્યો ત્યારે મોઢેરા-

વાસી બ્રાહ્મણોએ દિવાળીથી ફાગણ સુધી, સાડાચાર માસ સુધી કેવી બહાદુરીથી સામનો કર્યો એનું વર્ણન 'પદ્મપુરાણ'–અંતર્ગત 'ધર્મારણ્ય'ના ૬૮મા અધ્યાયમાં આવે છે. છેવટે મુસ્લિમ લશ્કર સાથે સુલેહ થઈ, પરન્તુ આ નગર ઘણું સમૃદ્ધ હોઈ લૂંટવા જેવું છે એમ ગણીને, હુતાશનીને દિવસે બ્રાહ્મણો નિર્ભયપણે સંધ્યાકાળે પૂજા કરતા હતા ત્યારે મુસ્લિમ લશ્કરે ફરી વાર મોઢેરા ઉપર હુમલો કર્યો, અને નગર લૂંટયું તથા સળગાવ્યું. એ સમયે પણ બ્રાહ્મણોએ નગરના રક્ષણ માટે ઘણો પ્રયાસ કર્યો, પરન્તુ ઓચિંતું આક્રમણ થયેલું હોવાથી તેઓ ફાવી શક્યા નહિ. મોઢેરા પડયું ત્યારે મોઢેરાનો બચાવ કરનારા બ્રાહ્મણોમાં યુદ્ધવિદ્યાવિશારદ જ્યેષ્ઠીમલ્લો મુખ્ય હતા.

ગુજરાતમાં મુસ્લિમ રાજ્ય સુસ્થાપિત થયા પછી પાટણની મુખ્ય હિન્દુ રાજસત્તા તરફથી મળતો રાજ્યાશ્રય બંધ થતાં જ્યેષ્ઠીમલ્લો પૈકી કેટલાક કચ્છ–કાઠિયાવાડ અને રાજપુતાના તરફ ચાલ્યા ગયા, તથા જે તે પ્રદેશોમાં હિન્દુ રાજાઓના દરબારોમાં મુખ્યત્વે મલ્લો અને કાસદો તરીકેનું કામ કરવા લાગ્યા. આ રીતે જ્યેષ્ઠીમલ્લોની વસતી ભિન્ન ભિન્ન પ્રદેશોમાં ફેલાઈ, પરન્તુ એમનું કેન્દ્રસ્થાન તો ઉત્તર ગુજરાતમાં દેલમાલમાં જ્યાં તેમની કુળદેવી લિંબજાનું મુખ્ય સ્થાનક આવેલું છે ત્યાં જ ચાલુ રહ્યું.

એક જનશ્રુતિ એવી છે કે અકબર પાદશાહ પોતાના સરદારો સાથે ગુજરાત જીતવા આવ્યો ત્યારે પાટણ વટાવી અમદાવાદ આવતાં દેલમાલ પાસેથી પસાર થતો હતો. દેલમાલના જ્યેષ્ઠીમલ્લો એ સમયે પણ પહેલવાનો તરીકે જાણીતા હતા. અકબરે એમાંથી લાખાજી નામના પહેલવાનને બોલાવ્યો અને પોતાના પહેલવાનો સાથે કુસ્તી કરવા જણાવ્યું. લાખાજીએ એ તમામનો પરાજય કર્યો. પછી અકબરે અખાડાની પાસે લીંબડાનું એક વૃક્ષ હતું તે ઉખાડી નાખવાનું લાખાજીને કહ્યું. લાખાજીએ પાદશાહની આજ્ઞા પાળવા લીંબડાને

બાથ ભરી અને મૂળ સાથે તે ઉખાડી નાખ્યો. પણ એ સાથે લાખાજી પણ મરણ પામ્યો. લીંબડાની જગ્યાએ લિંબજા માતાનું સ્થાપન કરવામાં આવ્યું અને તે જ્યેષ્ઠીમલ્લોનાં કુળદેવી કહેવાયાં.

આ જનશ્રુતિનો, ઓછામાં ઓછું, લિંબજા માતાની સ્થાપના વિશેનો ભાગ તો કોઈ રીતે માની શકાય તેમ નથી, કેમકે સં. ૧૪૦૦ અને ૧૫૦૦ વચ્ચે રચાયેલા 'ધર્મારણ્ય' પુરાણમાં મોઢેરાની પશ્ચિમે જ્યેષ્ઠીમલ્લોની કુળદેવી લિંબજાની સ્થાપના થઈ હોવાનું સ્પષ્ટ કહેલું છે. પરંતુ મુસ્લિમ રાજ્યકાળ દરમિયાન જ્યેષ્ઠીમલ્લોમાં મલ્લવિદ્યાની ઉપાસના ચાલુ રહી હતી એ વસ્તુ ઉપર તો તે અવશ્ય પ્રકાશ પાડે છે.

જૂના સમયના લોકજીવનમાં મલ્લો અને મલ્લયુદ્ધનું એક વિશિષ્ટ સ્થાન હતું. ઠેઠ પુરાણકાળથી રાજદરબારોમાં મલ્લો રહેતા અને લોકસમૂહ અમુક પ્રસંગોએ તેમની સાઠમારી જોવા ઉત્સાહથી જતો. શ્રીકૃષ્ણે જેમનો વધ કર્યો હતો તે કંસરાજાના મલ્લો મુષ્ટિક અને ચાણૂર પુરાણપ્રસિદ્ધ છે. ગુપ્તવાસમાં રહેલા પાંડવોની ભાળ મેળવવા માટે દુર્યોધને પોતાના ચુનંદા મલ્લોને મોકલ્યા હતા અને તે પૈકી જીમૂત નામે મલ્લનું ભીમસેન સાથેના મલ્લયુદ્ધમાં મરણ થયું હતું, એ ઉપરથી પાંડવો વિરાટનગરમાં રહેતા હોવાનું દુર્યોધને જાણ્યું હતું, એ પ્રસંગ 'મહાભારત'ના 'વિરાટપર્વ'માં વર્ણવેલો છે. વિક્રમના આઠમા સૈકામાં રચાયેલી જૈન 'ઉત્તરાધ્યયન સૂત્ર' ઉપરની ચૂર્ણિમાં ઉજ્જયિનીના જિતશત્રુ રાજાના અટ્ટણ મલ્લ અને સોપારાના સિંહગિરિ રાજાના માત્સ્યિક મલ્લ વચ્ચેની સાઠમારીની એક રસિક કથા આવે છે. એમાં માત્સ્યિક સામે અટ્ટણનો પરાજય થાય છે; આથી રોષે ભરાયેલો અટ્ટણ ફલહી નામે બીજા યુવાન મલ્લને તૈયાર કરે છે અને તેની દ્વારા માત્સ્યિકને પરાજિત કરે છે. વયોવૃદ્ધ બન્યો હોવાને કારણે અટ્ટણ પોતે મલ્લ-યુદ્ધનો ત્યાગ કરે છે, તેથી સ્વજનો તેનું અપમાન કરે છે. આથી અટ્ટણ કૌશાંબી જઈને, ત્યાં એક વર્ષ તૈયારી કરીને કૌશાંબીના

રાજમલ્લ નિરંગણને મલ્લયુદ્ધમાં હરાવે છે. કૌશાંબીનો રાજા એને અટ્ટણ મલ્લ તરીકે ઓળખીને તેનો સત્કાર કરે છે. એટલે સ્વજનો પણ તેને માન આપે છે, પણ એ સર્વથી નિર્વેદ પામીને અટ્ટણ તો છેવટે દીક્ષા લે છે ('ઉત્તરાધ્યયન ચૂર્ણિ,' પત્ર ૧૦૯). આવી કથાઓ અથવા ઉલ્લેખો જૂના સાહિત્યમાં અન્યત્ર પણ વેરાયેલાં પડ્યાં છે, અને તે ઉપરથી રાજદરબારોમાં અને સમાજમાં મલ્લ અને મલ્લવિદ્યાનું સ્થાન કેવા પ્રકારનું હતું એની કંઈક કલ્પના આવે છે.

પ્રાચીન મન્દિરોનાં શિલ્પોમાં લોકલીલાનું વિગતથી નિરૂપણ કરેલું હોય છે, તેમાં અનેક પ્રકારના મલ્લયુદ્ધના પ્રસંગો પણ આલેખેલા હોય છે. મોઢના (અર્થાત્ જ્યેષ્ઠીમલ્લોના પણ) મૂળ સ્થાન મોઢેરાના સુપ્રસિદ્ધ સૂર્યમન્દિરમાં મલ્લયુદ્ધનાં તેમજ વિવિધ પ્રકારની ચમત્કારિક અંગકસરતોનાં પુષ્કળ શિલ્પો છે, અને ત્યાં તે જ્યેષ્ઠીમલ્લોના વ્યવસાયને અનુલક્ષીને કોતરવામાં આવ્યાં હોય એવો પૂરો સંભવ છે.

જો કે કડીબંધ ઐતિહાસિક હકીકતો ઝાઝી મળતી નથી તો પણ જૂના ગુજરાતી સાહિત્યમાં મળતા ઉલ્લેખો જ્યેષ્ઠીમલ્લો સામાન્ય પ્રજાવર્ગને પણ કેટલા સુપરિચિત હતા એ સૂચવે છે.

સં. ૧૪૧૭ માં રચાયેલા, અસાઈતકૃત જૂના ગુજરાતી કથાકાવ્ય 'હંસાઉલી'માં, પોતાની ઇચ્છા વિરુદ્ધ પરણેલી રાજકુમારીના પતિને મારવા માટે રાજા મલ્લોને મોકલે છે એ પ્રસંગમાં 'માલ' (=મલ્લ) અને 'જેઠી' (=જ્યેષ્ઠી, જ્યેષ્ઠીમલ્લ) એ બે શબ્દો પર્યાય તરીકે વાપરેલા છે. જુઓ :

> રાજા પ્રછન તેડાવ્યા માલ: "તમ કરયો જિમ ટલિ સાલ.
> મદંન-મસિ ટાલયો સંધિ; લોક લાષયો કરીનિ કંધિ." ૮૫
>
> કહિ—ન નામુ; કવિ સવે નસુણિ: ચમરુ ભમરુ ગજુ ગુડસ ભણિ.
> બેલવંત માલ ચ્યારિ ચાલીયા; મદંન—મસિ તેણિ મંદિર ગયા. ૮૬

કુમરી કૂડ જણાવ્યું કંત; બઇઠઉ પાટિ પોતિ પહિરંતુ.
કુંયર વિદ્યા વિષમ નિબંધુ. ચિહું મલ્લ ટાલ્યા કર–કંધ. ૮૭
અવલા મુખ, અવલા કર કીયા, જેઠી વલી પાછા આવીયા.
રાજસભા–મનિ અચરજ વસિ; બોલાવતાં બિરદ સહૂ હસિ. ૮૮
ગયા પ્રધાન, માન માગીયા; કુયર કરસૂં સવલા કીયા.
બઇઠા જેઠી પાછા પાય. પુનરપિ રાજા રચિ ઉપાય. ૮૯

( અધ્યાપક કે. કા. શાસ્ત્રી–સંપાદિત ' હંસાઉલી, ' પૃ. ૬૮ )

( અર્થાત્ રાજાએ ગુપ્ત રીતે મલ્લોને તેડાવ્યા અને કહ્યું કે "સાલ ટળે એવો ઉપાય કરો. મર્દનના મિષથી તેના સાંધા તોડી નાખો અને ખભા ઉપર ઉપાડીને ફેંકી દો." પછી ચમરો, ભમરો, મજો અને ગુડસ એ ચાર બલવાન મલ્લો ચાલ્યા, અને મર્દન કરવાના મિષથી તેના મન્દિરે ગયા. કુંવરીએ પોતાના પતિને આ કૂડની વાત કહી; તેનો પતિ વસ્ત્ર પહેરતો પાટ ઉપર બેઠો હતો. કુંવર પાસે વિષમ વિદ્યા હતી, તેનાથી ચારે મલ્લના હાથ અને ખભા તેણે ઢીલા કરી દીધા, અને મુખ તથા હાથ અવળાં કરી દીધાં. જેઠી પાછા વળ્યા. રાજસભાને આશ્ચર્ય થયું, બિરદ બોલાવતાં સર્વે હસવા લાગ્યા. પછી પ્રધાનો કુંવર પાસે ગયા અને માફી માગી. કુંવરે પોતાના હાથથી મલ્લોનાં અંગ સવળાં કર્યાં. જેઠી પાછા પગે બેઠા. રાજાએ ફરી પાછો ઉપાય કર્યો. )

પ્રભાસપાટણવાસી કાયસ્થ કેશવદાસે સં. ૧૫૨૯માં રચેલા 'શ્રીકૃષ્ણલીલા કાવ્ય'માં પણ 'જેઠી'ના એક કરતાં વધુ ઉલ્લેખો છે. વ્રજવાસી ગોવાળિયાઓએ કરેલા શ્રીકૃષ્ણના જન્મોત્સવનું વર્ણન કરતાં કવિ લખે છે —

એક બાકરી વાહે એમ, વઢે મલ્લ યલ્લ જેઠી જેમ;
હરખીં યમુના, હરખીં ગાય, હરખ્યોં ગોવર્ધન, હરખીં માય.

( શ્રી. અંબાલાલ જાની–સંપાદિત ' શ્રીકૃષ્ણલીલા કાવ્ય, ' પૃ. ૨૫ )

કંસ રાજા પોતાના મલ્લોને બોલાવીને શ્રીકૃષ્ણ અને બલદેવનો વધ કરવાની આજ્ઞા કરે છે—

કોપે ચડયો કંસાસુર તેડે, મુષ્ટિક ને ચાણુર;
મલ્લ માહાજંગ જેઠી જૂઠા, સલ, તોસલ જે શૂર.
આવ્યા કૂચ મુંચ્યે વલ ભરતા, ધરતી અરિ ચમડાઢ;
ઉધાંધી વઢવાને વાધે, હેતા આભ જ દાઢ.

( એ જ, પૃ. ૧૧૬ )

શ્રીકૃષ્ણ અને જરાસંધના યુદ્ધવર્ણનમાં—

ભલ્લા તોમર કટારી મારે, ભલ્લા ઉછાળે;
એક શીંગણચ રોઝણ્ય રોષે ધનુષ વાલે,
એક હાથોહાથે બાથોબાથે, વલગે વલી;
એક મલ્લ રુઠા જૂઠા જેઠી વઢે મલી.

( એ જ, પૃ. ૧૫૭ )

ભીમ કવિએ સં. ૧૫૪૧માં રચેલી ‘હરિલીલાષોડશકલા’માં, કંસના મલ્લો મુષ્ટિક અને ચાણુરનો વધ કરવા માટે શ્રીકૃષ્ણ અને બલદેવ અખાડામાં પ્રવેશે છે એ પ્રસંગમાં ‘મલ્લ’ માટે ‘જેઠી’ શબ્દ વાપર્યો છે—

શ્રીકૃષ્ણ રંગ મઝારિ, બાલક દેખઇ નારિ,
દેવતા ત્રિભુવનિ કાય, જેઠીય પર્વત પ્રાય,
યાદવ દેખઇ ભૂપ, કામિની કંદર્પ રૂપ,
યોગીય આતમ હંસ, રિપુરૂપ દેખઇ કંસ,
રૂપ દેખઇ તિહાં કંસ, કાંપ્યુ કાલવેષિ મુરારિ,
અરૂપ નાનારૂપ સોહ્યા શ્રીકૃષ્ણ રંગમઝારિ.

( શ્રી. અંબાલાલ જાની–સંપાદિત ‘હરિલીલાષોડશકલા,’ પૃ. ૧૬૨ )

( અર્થાત્ શ્રીકૃષ્ણ રંગમંડપમાં પ્રવેશ્યા. તેમને નારીઓએ બાલકસ્વરૂપ જોયા, દેવતાઓએ ત્રિભુવનમાં વ્યાપેલી કાયાવાળા—વિરાટસ્વરૂપ જોયા, જેઠી–મલ્લોએ પર્વત સમાન જોયા, યાદવોએ

રાજાસ્વરૂપે, કામિનીઓએ કંદર્પરૂપે, અને યોગીઓએ આત્મારામરૂપે જોયા. કંસે શત્રુરૂપે જોયા. મુરારિનો કાલવેશ જોઈને કંસ કંપી ઊઠ્યો. આ પ્રમાણે રંગમંડપમાં અરૂપ એવા શ્રીકૃષ્ણ વિવિધ રૂપે શોભ્યા. ) ૪

સોળમા સૈકામાં થઈ ગયેલા વડોદરાના કવિ નાકરના 'મહાપર્વ'માં સુગ્રીવ અને વાલિના યુદ્ધનું દૃષ્ટાન્ત આપેલું છે. એ યુદ્ધ વર્ણવતાં કવિ કહે છે કે —

બાથે બાથે આવિયા તે **જાણે જેઠીમલ્લ**,
એક માના દીકરા બેહુ, માર માર કરતા બલ,
અને આંટી ઘાલે ચરણની, પાડે ભોમ મઝાર,
પછે કેશ સાહીને પછાડે, માંહોમાંહી પ્રહાર.

( શ્રી. છ. વિ. રાવળ–સંપાદિત 'પ્રાચીન કાવ્યવિનોદ,' ભાગ ૧, પૃ. ૯૫ )

સોળમા સૈકાના કવિએ દ્વંદ્વયુદ્ધ કરનારાઓને જ્યેષ્ઠીમલ્લની ઉપમા આપી છે એ ઘણું સૂચક છે. વળી જૂના ગુજરાતી સાહિત્યમાં 'મલ્લ' અને 'જેઠી' એ શબ્દો પર્યાયો તરીકે વપરાયેલા છે તે ઉપરથી સમજાય છે કે ગુજરાતમાં ધંધાદારી મલ્લો તરીકે કામ કરનારો વર્ગ જ્યેષ્ઠીમલ્લોનો જ હતો. બે છોકરાઓ અથવા બે યુવાનો સામસામા ઝનૂનથી લઢતા હોય તો તેને 'જાણે જેઠીમલ્લ

---

૪. 'ભાગવત' દશમ સ્કન્ધના નીચેના શ્લોકની છાયા કવિએ અહીં લીધી છે —

मल्लानामशनिर्नृणां नरवरः स्त्रीणां स्मरो मूर्तिमान्
गोपानां स्वजनोऽसतां क्षितिभुजां शास्ता स्वपित्रोः शिशुः ।
मृत्युर्भोजपतेर्विराडविदुषां तत्त्वं परं योगिनां
वृष्णीनां परदेवतेति विदितो रङ्गं गतः साग्रजः ॥

( પૂર્વાર્ધ, અધ્યાય ૪૩, શ્લોક ૧૭ )

બાઝયા !' એ રીતે આજે પણ ઉત્તર ગુજરાતમાં વર્ણવવામાં આવે છે. લોકબત્રીસીએ ચડેલા આ રૂઢિપ્રયોગ ઉપરથી એક કાળે જ્યેષ્ઠીમલ્લો સમાજમાં કેટલા જાણીતા હતા એનો પણ કંઈક ખ્યાલ આવે છે.

## લિંબજા માતા અને દેલમાલ ગામ

જ્યેષ્ઠીમલ્લોની કુલદેવી નિંબજા અથવા લિંબજા કે લિંબોજી માતા લીંબડાના વૃક્ષમાંથી ઉત્પન્ન થયાં હોવાનું મનાય છે એ આપણે અગાઉ જોયું. લીંબડાના વૃક્ષને બળની ઉપાસનાના તથા તજ્જન્ય સ્વસ્થતાના પ્રતીક તરીકે જૂના સમયથી જ ગણવામાં આવેલું છે. લીંબડો એક આરોગ્યપ્રદ વૃક્ષ છે, એ કારણથી જ્યેષ્ઠીમલ્લોના અખાડામાં એક નિયમ તરીકે લીંબડો રોપવામાં આવતો. કલ્યાણીના ચૌલુક્ય રાજા સોમેશ્વરકૃત 'માનસોલ્લાસ' નામના સર્વસંગ્રહાત્મક સંસ્કૃત ગ્રન્થમાં દ્વંદ્વયુદ્ધને માટે બાંધવામાં આવેલા મંડપને લીંબડાનાં પાનનાં તોરણોથી સુશોભિત કરવાનું તથા પાડાઓની સાઠમારી વખતે પાડાઓના ગળામાં લીંબડાનાં પાનની માળાઓ પહેરાવવાનું જણાવેલું છે ('માનસોલ્લાસ,' ભાગ ૨, પૃ. ૨૨૬ અને ૨૬૨ ). આમ મલ્લવિદ્યા તેમ જ તે સાથે સંબંધ ધરાવતા વિનોદોના સાથે એક પ્રતીક તરીકે લીંબડો જોડાયેલો હોવાની પરંપરા આપણને મળે છે. મલ્લોની અધિષ્ઠાત્રી દેવીનો વાસ પણ લીંબડા ઉપર છે એ આ રીતે ઉચિત છે.

ગુજરાતમાં લિંબજા દેવીનું સ્થાનક મોઢેરા પાસેના દેલમાલ ગામમાં, જ્યાં મોઢેરા છોડીને જ્યેષ્ઠીમલ્લો વસ્યા હતા ત્યાં, આવેલું છે.[૫] દેલમાલ ગામ વડોદરા રાજ્યના મહેસાણા પ્રાન્તમાં

૫. ગુજરાતના વાળંદોની કુળદેવીનું નામ પણ લિંબજા છે અને તેનું સ્થાનક પાટણમાં છે. આ દેવી પણ લીંબડામાંથી ઉત્પન્ન થયાનું મનાય છે, અને એ કારણથી વાળંદો લીંબડાનું લાકડું બાળતા નથી. પણ દેલમાલની લિંબજા સાથે તેઓને કોઈ પ્રકારનો સંબંધ હોય એમ જણાતું નથી.

પાટણથી નૈઋત્ય ખૂણે ૧૬ માઇલ દૂર અને મોઢેરાથી વાયવ્ય ખૂણે ૧૦ માઇલ દૂર આવેલું છે. ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ અને રાજપુતાનાના તેમજ દક્ષિણના જ્યેષ્ઠીમલ્લોનું એ મૂળ સ્થાન છે. અત્યારે તો એ એક નાનું ગામડું છે, પરન્તુ એની દક્ષિણે તેમ જ નૈઋત્યે જે સંખ્યાબંધ નાનાંમોટાં જીર્ણ અથવા લગભગ નાશ પામી ગયેલાં મન્દિરો જોવામાં આવે છે તથા અત્યારના ગામથી દૂર સુધી નાનામોટા ટેકરાઓ ઉપર જૂનાં બાંધકામોના પાયા મળે છે તે ઉપરથી એક કાળે એ ગામ વધારે મહત્ત્વ ધરાવતું સ્થાન હોવું જોઈએ એમાં શંકા રહેતી નથી.

ગામની વચમાં જ ૯૨ ફૂટ લાંબી અને ૫૮ ફૂટ પહોળી લંબચોરસ વાટિકા( 'કમ્પાઉન્ડ' )માં લિંબજા માતાનું મંદિર આવેલું છે. અત્યારનું મન્દિર મૂળ કોઈ વધારે પ્રાચીન મન્દિરની જગ્યાએ પાછળથી બાંધેલું છે. એમાંની માતાની મૂર્તિ ગામની પૂર્વ દિશાએ તળાવના કિનારે આવેલું જૂનું મન્દિર કે જે અત્યારે સાવ જર્જરિત દશામાં છે ત્યાંથી લાવીને આ મન્દિરમાં પધરાવવામાં આવેલી છે. આ મન્દિર તળાવના કિનારે આવેલા જૂના મન્દિરના નમૂના પ્રમાણે બાંધેલું છે; ફેર માત્ર એટલો જ કે જૂના મન્દિર કરતાં આ મન્દિર મોટું છે, પણ શિલ્પકલામાં તેના કરતાં દેખીતી રીતે જ ઊતરતી કોટિનું છે. હાલના મન્દિરની બહારની દીવાલો ઉપરની મૂર્તિઓ જૂના મન્દિરની એ જ સ્થળની મૂર્તિઓની બરાબર નકલ છે, પણ તે તુલનાએ ઊતરતા પ્રકારની.

મન્દિરમાંની લિંબજા દેવીની મૂર્તિને ચાર હાથ છે અને માથા ઉપર સર્પની ફણા છે. ઉપરના જમણા હાથમાં ત્રિશૂળ છે અને નીચલો જમણો હાથ વરદ મુદ્રામાં છે. ઉપરના ડાબા હાથમાં ઘંટ અને નીચલા ડાબા હાથમાં કલશ છે. દેવીની જમણી અને ડાબી બાજૂએ વાઘ અને સિંહ છે. બધું જોતાં લિંબજાદેવી એ વૈષ્ણવ દેવી નહિ, પણ દુર્ગાનું જ કોઈ સ્વરૂપ જણાય છે. મન્દિરના

સભામંડપમાં ભોગાસનોનાં કેટલાંક અશ્લીલ શિલ્પો છે. મૂળ મન્દિરની જેમ આ મન્દિર પણ ઉત્તરાભિમુખ છે.

મન્દિરની આસપાસની ખુલ્લી જગ્યામાં કેટલાંક નાનાં મન્દિરો છે. મુખ્ય મન્દિરની પાછળ અગ્નિ અને નૈઋર્ત્ય ખૂણે બે લગભગ સરખાં નાનાં મન્દિરો છે. નૈઋર્ત્ય ખૂણામાંનું મન્દિર લક્ષ્મીનારાયણનું છે અને તેની મૂર્તિ ઉપર સં. ૧૫૩૨ની સાલ છે. એ મન્દિરની પૂર્વ તરફની દીવાલ ઉપર ગરુડારૂઢ વિષ્ણુની એક સુન્દર મૂર્તિ છે. અગ્નિ ખૂણામાંનું બીજું મન્દિર સૂર્યનું છે. બન્ને મન્દિરો પ્રાચીન શિલ્પકળાના ઉતમ નમૂનારૂપ છે.

અગ્નિખૂણામાંના નાના મન્દિરમાં એક બહુ જ નોંધપાત્ર મૂર્તિ છે. એક જ મૂર્તિમાં વિષ્ણુ, શિવ અને બ્રહ્મા—એટલે કે ત્રિમૂર્તિ—તથા સૂર્ય એમ ચાર દેવતાઓ છે. અથવા એમ પણ કહી શકાય કે એ વૈષ્ણવ ત્રિમૂર્તિ છે, જેમાં મુખ્ય મૂર્તિ તરીકે ગરુડારૂઢ સૂર્ય-નારાયણ છે. મૂર્તિને આઠ હાથ અને ત્રણ મુખ છે આઠ હાથમાંથી કેટલાક ભાગી ગયેલા છે. મૂર્તિના પગમાંના હોલબૂટ, 'વિયંગ' અથવા કમરપટા જેવી પહોળી મેખલા તથા બે કમળ એ સૂર્યનાં ચિહ્નો છે. નારાયણના હાથ ખંડિત છે, પરન્તુ તેમના વાહન ગરુડ ઉપર જ મૂર્તિ આરૂઢ થયેલી છે. ત્રિશૂલ અને ત્રણ ફેણવાળો નાગ એ શિવનાં ચિહ્નો છે. કમંડલુવાળો ડાબો હાથ તથા વરદ મુદ્રામાં રહેલો જમણો હાથ બ્રહ્માનાં ચિહ્નો છે; વળી બ્રહ્માનું વાહન હંસ પણ મૂર્તિની એકદમ નીચે છે હંસની સાથે બીજું પણ એક પ્રાણી છે, પરન્તુ તે શિવનો નંદી છે કે સૂર્યનો સાત માથાંવાળો અશ્વ છે એ કહેવું મુશ્કેલ છે. મૂર્તિની સામે ઊભા રહીને જોઈએ તો ડાબી બાજૂએ બ્રહ્માનું મુખ છે, વચ્ચે ચપટા મુગટવાળુ સૂર્યનું મુખ છે અને જમણી બાજૂએ શિવનું મુખ છે.

આ મન્દિરના ગભારામાં બે ફૂટ ઊંચી સૂર્યની મૂર્તિ છે.

આ સિવાય મુખ્ય મન્દિરની આસપાસના ખુલ્લા ભાગમાં ઈશાન અને વાયવ્ય ખૂ ण નાનાં મન્દિરો છે. પૂર્વ તરફની દીવાલને અડીને પાર્શ્વનાથનું એક નાનું મન્દિર છે. મુખ્ય મન્દિરની પશ્ચિમ બાજૂએ બે તદ્દન નાનાં મન્દિરો છે, જેમાંના એકમાં મૂર્તિના આસન ઉપરના શિલાલેખમાં સં. ૧૫૩૨ની સાલ છે.

વાયવ્ય ખૂણા તરફના મન્દિરમાં બ્રહ્માની એક કારીગરીવાળી મૂર્તિ છે. બ્રહ્માને દાઢી છે, કાનમાં લાંબા અલંકારો છે, એમનાં ચાર પૈકી ત્રણ મુખ જોઈ શકાય છે. મૂર્તિને ચાર હાથ છે. એમાંથી ડાબી બાજૂના બે હાથમાં વેદ અને કમંડલ છે; જમણી બાજૂના નીચલા હાથમાં રુદ્રાક્ષમાલા છે અને ઉપલા હાથમાં સરવો—યજ્ઞમાં ઘી હોમવા માટેની લાકડાની કડછી છે. બ્રહ્માનું વાહન હંસ એમના જમણા પગ આગળ છે. બે ઋષિઓ તથા બ્રહ્માની બે પત્નીઓ સાવિત્રી અને સરસ્વતી તેમના પગ આગળ ઊભેલાં છે. બ્રહ્માએ યજ્ઞોપવીત તથા વિવિધ અલંકારો ધારણ કરેલા છે.

પૂર્વ તરફની દીવાલને અડીને આવેલા પાર્શ્વનાથના મન્દિરમાં મૂર્તિની નીચેના લેખમાં સં. ૧૨૮૫ની સાલ આપેલી છે. પરન્તુ આ નાનું મન્દિર એ જ વાટિકામાંનાં બીજાં તમામ મન્દિરોથી બાંધકામની દૃષ્ટિએ ભિન્ન પ્રકારનું છે અને વાટિકાની દીવાલના ચણતરના લગભગ અંદર આવી જાય છે તે ઉપરથી એમ અનુમાન કરવું વધારે પડતું નથી કે એ મન્દિર બીજાં બધાં મન્દિરોની પહેલાં પણ ત્યાં હોય અને મુખ્ય મન્દિરની આસપાસની દીવાલ બાંધતી વખતે જ તેને અંદર લઈ લેવામાં આવ્યું હોય.

મુખ્ય મન્દિરની આગળ છત્રી અથવા ચાર થાંભલાવાળો એક મંડપ છે તથા એની સામે જ, વાટિકાની દીવાલને અડીને એક કીર્તિસ્તંભ છે, જેની નીચે દરવાજો આવેલો છે. આ કીર્તિ-સ્તંભના એક થાંભલા ઉપર બાર પંક્તિનો શિલાલેખ છે, પણ તે એટલો ઘસાઈ ગયેલો છે કે બિલકુલ વાંચી શકાતો નથી. એની

સાલ કદાચ સં. ૧૫૧૨ હોય. મન્દિરની પશ્ચિમ બાજુએ બે સ્તંભ ઉપર પથ્થરની એક પાટડી છે. ઉત્સવદિનોએ દેવીને ઝુલાવવા માટે હીંડોળો બાંધવા માટેની એ જગ્યા હશે એમ અનુમાન થાય છે. કેટલાકના કહેવા મુજબ, પહેલવાન લાખાજીના વામની પહોળાઈ દર્શાવવા માટે એ પાટડી મૂકેલી છે.

ગામની બહાર તળાવના કિનારે આવેલા લિંબજા માતાના જૂના મન્દિરની સમગ્ર યોજના ગામની વચ્ચે આવેલા મોટા મન્દિરને બરાબર મળતી છે, કેમકે ગામની વચ્ચેનું મન્દિર એ જૂના મન્દિરના નમૂના પ્રમાણે જ બાંધેલું છે. પરન્તુ નાનું હોવા છતાં જૂનું મન્દિર શિલ્પકળાની દૃષ્ટિએ ખૂબ ચડિયાતું છે; એના સ્તંભોની કોતરણી તો મોઢેરાના સૂર્યમન્દિરના સ્તંભોની યાદ આપે છે.

આ જૂના મન્દિરની સામે, ગામમાંના લિંબજા માતાના મન્દિરની સામે છે તેમ, બે સ્તંભો છે, જેના ઉપર અગાઉ કીર્તિસ્તંભ હોવો જોઈએ. મન્દિરની વેદીમાંની બધી જ મૂર્તિઓ દેવીઓની છે. એક સ્થળે મહિષાસુરમાર્દનીની સુન્દર ઊભી મૂર્તિ છે.

ગામની પૂર્વે તથા નૈઋત્યે બીજાં સંખ્યાબંધ નાનાં પ્રાચીન મન્દિરો અથવા એવાં મન્દિરોનાં ખંડેરો નજરે પડે છે, અને તે જોતાં 'દેલમાલ' ( સં. देवकुलमाला )—'દેવળોનો સમૂહ' એવું આ પુરાણા ગામનું નામ કેટલું તો સાર્થક છે એવો ખ્યાલ આવે છે.[1]

ગામની દક્ષિણ દિશાએ ૨૬ પાળિયાઓ છે, જેમાંનો જૂનામાં જૂનો સં. ૧૫૧૩નો અને નવામાં નવો સં. ૧૮૯૧ નો છે.

---

૧. દેલમાલનાં મન્દિરો વિશેની વિગતો મુખ્યત્વે 'આર્કિટેક્ચરલ એન્ટિક્વિટિઝ ઑફ નોર્ધર્ન ગુજરાત,' પૃ. ૮૭–૯૦ ને આધારે લેવામાં આવી છે.

## જ્યેષ્ઠીમલ્લોની વર્તમાન સ્થિતિ

શ્રી. પુરુષોત્તમ રૂપજી ત્રિવેદીએ તૈયાર કરેલા મોઢ બ્રાહ્મણોના વસતીપત્રક પ્રમાણે ગુજરાત, કચ્છ–કાઠિયાવાડ, મારવાડ અને મેવાડમાં થઈને જ્યેષ્ઠીમલ્લોની વસતી આશરે ૧૨૦૦ માણસોની છે, અને તેમનાં ઘરની સંખ્યા આશરે ૨૫૦ છે. એમાં મુખ્ય વસતી ઉપર જેનાં મન્દિરોનું વિગતે વર્ણન કર્યું તે દેલમાલ ગામમાં છે. દેલમાલમાં જ્યેષ્ઠીમલ્લોનાં આશરે ૬૦ ઘર છે. એ સિવાય વડોદરામાં ૧૦, જામનગરમાં ૧૦, કચ્છ–ભુજમાં ૬૦, ઉદયપુરમાં ૧૫, બુંદીકોટામાં ૫૦, અને ગુજરાત–કાઠિયાવાડમાં જુદાં જુદાં સ્થળોએ ૪૫ મળી કુલ ૨૫૦ ઘર છે.

જ્યેષ્ઠીમલ્લોના રીતરિવાજો સામાન્ય રીતે બીજા ઉચ્ચ વર્ણના હિન્દુઓ જેવા છે. પરન્તુ તેમના વિશિષ્ટ ઇતિહાસને કારણે તેમનામાં જે કેટલીક વિશિષ્ટ રૂઢિઓ કે પ્રણાલિકાઓ છે તેમની નોંધ અહીં લઈએ.

જ્યેષ્ઠીમલ્લો એ મૂળે મોઢ બ્રાહ્મણો હોવાને કારણે અગાઉ તેમનામાં વિધિપૂર્વક યજ્ઞોપવીત સંસ્કાર થતો, એમ કહેવાય છે. હાલમાં જુદો યજ્ઞોપવીત સંસ્કાર થતો નથી, પણ લગ્નપ્રસંગે એ વિધિ કરી લેવામાં આવે છે. બધા જ જ્યેષ્ઠીમલ્લો જનોઈ રાખે છે.

વરઘોડો ચડે ત્યારે સૌ પહેલાં વરરાજા લિંબજા દેવીને પગે લાગે છે અને ત્યાર પછી જ વરઘોડો ફરવા નીકળે છે. જ્યેષ્ઠીમલ્લોની લડાયક પ્રણાલિકાના ચિહ્ન તરીકે વરરાજા પોતાની પાસે ગદાનું પ્રતીક રાખે છે.

દેલમાલમાં દર વર્ષે અસાડ સુદ બીજના દિવસે લિંબજા માતાની વરસગાંઠ ઊજવાય છે. તે દિવસે મન્દિરમાં હવન તથા ભારે પૂજાવિધિ થાય છે[૭] અને ખેતી કરનાર જ્યેષ્ઠીમલ્લો તે દિવસે હળ બંધ કરે છે.

---

૭. 'પદ્મપુરાણ'–અંતર્ગત 'ધર્મારણ્ય' માં ચૈત્ર સુદ આઠમને દિવસે હવન અને ઉત્સવ કરવાનું લખ્યું છે :

લિંબજા માતા જો કે જ્યેષ્ઠીમલ્લોની કુળદેવી છે, છતાં મૂળે મોઢ બ્રાહ્મણો હોવાને કારણે તેઓ મોઢની માતંગી માતાને પણ પોતાની કુળદેવી ગણે છે. કેટલાક સમય પહેલાં એક જ્યેષ્ઠીમલ્લે મોઢેરાનો સંઘ પણ કાઢ્યો હતો. મોઢ બ્રાહ્મણોના આખાયે સમુદાય-નો વિચાર કરતાં તેઓ લિંબજા માતાને ગામની રક્ષાદેવી ગણે છે. લિંબજાનો 'પાલિની'–રક્ષાદેવી તરીકેનો ઉલ્લેખ 'મલ્લપુરાણ'માં પણ છે ( જુઓ પૃ. ૩૫ ).

પહેલાં દશેરાના દિવસે દેલમાલમાં જ્યેષ્ઠીમલ્લોના મુખ્ય અખાડા-માં કુસ્તી થતી. આજે તો એ અખાડો તદ્દન બિસ્માર હાલતમાં

चैत्रमासे सिताष्टम्यां पूजनीया विशेषतः ।
उत्सवश्चापि कर्त्तव्यो विप्राणां भोजनैः शुभैः ॥
होमस्तत्र प्रकर्त्तव्यो देवीसूक्तैर्विशेषतः ।
पशुपुष्पार्घ्यधूपैश्च गन्धदीपैस्तथोत्तमैः ॥
नैवेद्यैर्विविधैर्मिष्टैः शर्करापूपकादिभिः ।
माषान्नैः पायसैश्चैव पानैश्चैव गुडासवैः ॥
गानैश्चैव तथा नृत्तैस्तोत्रपाठैस्तथोत्तमैः ।
पूजिता परया भक्त्या सर्वकामप्रदा भवेत् ॥
अकृते पूजने हानिं करोत्येव न संशयः ।
ब्राह्मणैः सर्ववर्णैश्च सर्वथा सर्वमिच्छुभिः ।
लिम्बजा पूजिता यैस्तु ते भवन्ति महाधनाः ॥

—અધ્યાય ૫૬, શ્લોક ૨૮–૩૨

ઉત્સવતિથિનાં આ ભેદ વિશે મારું એવું અનુમાન છે કે લિંબજા માતાના જુના મંદિરમાં મૂર્તિની પ્રતિષ્ઠા ચૈત્ર સુદ આઠમના દિવસે થઈ હશે, એથી 'ધર્મારણ્ય'માં એ તિથિનો ઉત્સવદિન તરીકે નિર્દેશ કરેલો છે. પણ ગામની વચ્ચે આવેલા, મુકાબલે અર્વાચીન મન્દિરમાં એ મૂર્તિની પુનઃપ્રતિષ્ઠા અસાડ સુદ બીજના દિવસે થઈ હશે, અને ત્યારથી એ તિથિએ ઉજવણી કરવાનું શરૂ થયું હશે.

છે અને ત્યાં કોઈ વ્યાયામ માટે જતું નથી. ઉત્તર ગુજરાતમાં લેઉઆ પાટીદારોની જાનના ઉતારા આગળ જઈ, સાધારણ કુસ્તીનો દેખાવ કરીને જ્યેષ્ઠીમલ્લો એક રૂપિયો દાપું અને જમણ લેતા એટલો જૂના સમયનો એક અવશેષ બાકી રહ્યો હતો. પરન્તુ ત્રણેક વર્ષ ઉપર જ્યેષ્ઠીમલ્લ જ્ઞાતિએ ઠરાવ કરીને આ રિવાજ બંધ કર્યો છે. અગાઉ જ્યેષ્ઠીમલ્લો કાને સોનાની વાળી અને બન્ને હાથે કાંડા ઉપર સોનાનાં કડાં પહેરતા એમ કહે છે, પણ વર્તમાનકાળમાં માત્ર ગણતરીનાં કુટુંબોના અપવાદને બાદ કરીએ તો ગરીબી એટલી બધી છે કે બાળકો ખેતીનું કામ કરતાં અટકે એ અસહ્ય લાગવાથી દેલમાલના લોકોએ ફરજિયાત કેળવણી પોતાને લાગુ પડે નહિ એ માટે પોતાના ગામની શાળા બંધ કરવા માટે કેટલાંક વર્ષ પહેલાં કેળવણી ખાતાને અરજી કરી હતી. જો કે બીજા વિશ્વયુદ્ધ દરમિયાન અને તે પછી ખેતી કરનાર વર્ગની આર્થિક સ્થિતિમાં સામાન્ય સુધારો થયો છે.

જ્યેષ્ઠીમલ્લોમાં કોઈ પેટાન્યાતો કે ગોળ નથી. બધા જ 'જેઠીમલ્લ,' 'જ્યેષ્ઠી' કે 'જેઠી' તરીકે ઓળખાય છે ગુજરાત અને કચ્છ-કાઠિયાવાડના જ્યેષ્ઠીમલ્લોમાં પરસ્પર કન્યા આપવા-લેવાનો વહેવાર છે.

જ્યેષ્ઠીમલ્લોનાં અત્યારે મળતાં દશ ગોત્ર અને શાખાઓ નીચે પ્રમાણે છે :

| ગોત્ર | શાખા |
|---|---|
| કાશ્યપ | અકડાતજ |
| શાંડિલ્ય | ખરંગા |
| ગૌતમ | ઠાકરિયા |
| ભારદ્વાજ | ધારલવ |

| | |
|---|---|
| કૌશિક | મહેતા |
| ગર્ગ | બાડોત |
| વસિષ્ઠ | બ્રાહ્મણિયા |
| પિપ્પલાયન | ધૂપા |
| ભાર્ગવ | કેલાત |
| વિશ્વામિત્ર | મારુ |

આમાં ગોત્રો વૈદિક બ્રાહ્મણ પરંપરાનાં છે, પરન્તુ શાખાઓ જે જે રજવાડાંમાં જ્યેષ્ઠીમલ્લો ધંધાદારી મલ્લો તરીકે રહ્યા હશે તે ઉપરથી મોટે ભાગે આવેલી હોવી જોઈએ એમ અનુમાન થાય છે.

બ્રાહ્મણો હોવા છતાં જ્યેષ્ઠીમલ્લોમાં વિધવાપુનર્લગ્નનો રિવાજ છે એ નોંધપાત્ર છે. જ્ઞાતિઓમાં વિધવાપુનર્લગ્નનો રિવાજ એ સામાન્યતઃ ઊતરતા સામાજિક દરજ્જાનો સૂચક ગણાય છે. ભવાઈ કરવાને લીધે અને જૈનાશ્રિત બનવાને કારણે તરગાળા અને ભોજક તરીકે ઓળખાયેલા શ્રીમાળી બ્રાહ્મણોમાં પણ વિધવાપુનર્લગ્નનો રિવાજ છે, એની તુલના આ સાથે કરી શકાય.

ગુજરાતમાં જ્યેષ્ઠીમલ્લો માંસાહારી નથી; ગુજરાત બહાર કેટલાક દારૂ–માંસ લે છે.

જ્યેષ્ઠીમલ્લોની સામાજિક અને આર્થિક સ્થિતિ અત્યારે તદ્દન સાધારણ છે. ગુજરાતમાં કોઈ જ્યેષ્ઠીમલ્લ અત્યારે દરબારી મલ્લ હોય એવું જાણવામાં નથી. ગુજરાત બહાર ઉદયપુર અને કોટામાં તેઓ દરબારી મલ્લ તરીકે છે. ગુજરાતમાંથી દક્ષિણમાં જઈને વસેલા જ્યેષ્ઠીમલ્લો વડોદરામાં પહેલાં દરબારી મલ્લો તરીકે હતા. કેળવણીની દૃષ્ટિએ પણ જ્યેષ્ઠીમલ્લો ખૂબ પછાત છે અને મોટે ભાગે ખેતી કે ખેતીની મજૂરી કરીને ગુજરાન ચલાવે છે. કેટલાક પોલીસ ખાતામાં નોકરી કરે છે, અને બીજા કેટલાક વ્યાયામશિક્ષક અને હાડવૈદ તરીકેનું કામ કરીને પહેલાનાની જૂની પરંપરા કંઈક જુદા સ્વરૂપમાં

ચાલુ રાખી રહ્યા છે. થોડાક પરચૂરણ નોકરી કરે છે. એકંદરે જોતાં જ્યેષ્ઠીમલ્લોએ પોતાનો જૂનો વારસો, સંસ્કાર અને ઇતિહાસ લગભગ ગુમાવ્યાં છે.

## દક્ષિણ ભારતમાં જ્યેષ્ઠીમલ્લો

ગુજરાતમાં જે લગભગ લુપ્તપ્રાય બન્યું છે તે દક્ષિણ ભારતમાં ઓછાવત્તા પ્રમાણમાં જીવંત રહ્યું છે એ એક નોંધપાત્ર ઘટના છે. સોરાષ્ટ્રી અને ખેડાવાળ બ્રાહ્મણો તથા લાડ, મોઢ, ખડાયતા અને નાગર વાણિયા અને પટોળાં વણનાર પાટણના સાળવીઓની જેમ જ્યેષ્ઠીમલ્લો પણ ગુજરાતમાંથી જૂના કાળમાં જઈને દક્ષિણમાં વસેલા છે.[૮] મોઢેરાના પતન પછી અને ગુજરાતમાં મુસ્લિમ સત્તા સ્થાપિત થયા બાદ જ્યેષ્ઠીમલ્લો ગુજરાતમાંથી દક્ષિણમાં ચાલ્યા ગયા હશે એવું કેટલાકનું અનુમાન છે, પરન્તુ એ મને ઠીક લાગતું નથી. ગુજરાતમાં મુસ્લિમ સત્તાની સ્થાપના થઈ તેનાથી લગભગ પોણાબે શતાબ્દી પૂર્વે, ઈ. સ ૧૧૨૯ (સં. ૧૧૮૫) આસપાસમાં, અત્યારના હૈદરાબાદ રાજ્યમાં આવેલ કલ્યાણીના ચૌલુક્ય રાજા સોમેશ્વર ત્રીજાએ રચેલા સંસ્કૃત ગ્રન્થ 'માનસોલ્લાસ'ના 'મલ્લવિનોદ' વિશેના પ્રકરણમાં જ્યેષ્ઠીમલ્લોનો વિગતથી ઉલ્લેખ છે. એટલું જ નહિ પણ 'મલ્લવિનોદ'-માં તમામ પરિભાષા તથા વિષયના નિરૂપણની પદ્ધતિ ગુજરાતમાં જ રચાયેલા 'મલ્લપુરાણ'ને બરાબર મળતી છે. એનો અર્થ એ થયો કે સં. ૧૧૮૫ અગાઉ એટલે કે સિદ્ધરાજ જયસિંહના રાજ્યકાળના પ્રારંભમાં અથવા તેનીયે પહેલાં ગુજરાતના જ્યેષ્ઠીમલ્લો કર્ણાટક

---

૮. માર્કોપોલોના પ્રવાસવર્ણનમાં મલબાર તરફ લાડ બ્રાહ્મણો હોવાનું લખ્યું છે. એ પણ લાટ–ગુજરાતના હશે ? જો કે અત્યારે ગુજરાતમાં લાડ વાણિયા જ છે, બ્રાહ્મણો નથી. પરંતુ જૂના સમયમાં કદાચ લાડ બ્રાહ્મણો પણ હોય.

પાટણના સાળવીઓની વસતી હૈદરાબાદ રાજ્યમાં જાલના અને દેવળગામમાં મુખ્યત્વે છે. ત્યાં તેઓ 'પટવા' તરીકે ઓળખાય છે.

સુધી પહોંચી ગયા હતા. સિદ્ધરાજની માતા મયણલ્લા કર્ણાટકની હતી, એટલે એ સમયમાં ગુજરાત અને કર્ણાટક વચ્ચે કેટલોક સંસ્કારવિનિમય થયો હશે અને ગુજરાતના જ્યેષ્ઠીમલ્લો કર્ણાટકના રાજદરબારોમાં સ્થાન પામ્યા હશે. કર્ણાટક પાસેથી ગુજરાતને શું મળ્યું એ ચોક્કસપણે કહી શકાય એમ નથી;[૯] પરન્તુ ગિલ્લી-દંડાની રમત અને સામાન્ય રીતે દેશ્ય ગણી કાઢવામાં આવતા, પણ વસ્તુતઃ કન્નડ ભાષાના એવા સંખ્યાબંધ શબ્દોનું ગુજરાતી ભાષામાં અસ્તિત્વ એ કર્ણાટકી સંપર્કના અવશેષ તરીકે આજે પણ મોજૂદ છે. ગુજરાતની મધ્યસ્થ રાજધાની પાટણમાં મુસ્લિમ સત્તાની સ્થાપના થવાને કારણે રાજ્યાશ્રય ઓછો થતાં જ્યેષ્ઠીમલ્લોનો બીજો એક સમૂહ દક્ષિણ તરફ ગયો હોય એ અસંભવિત નથી, પરંતુ એ કરતાંયે વધારે જૂના કાળમાં તેઓએ સ્થળાન્તર કરેલું એના ઐતિહાસિક પુરાવા, ઉપર કહ્યું તેમ, વિદ્યમાન છે.

દક્ષિણ ભારતના જ્યેષ્ઠીમલ્લો મૂળે ગુજરાતના છે એ વાતનાં બીજાં કેટલાંક પ્રમાણો આજે પણ મળે છે. તેઓ પણ નિંબજા અથવા લિંબજા દેવીને પોતાની કુળદેવી માને છે, નિંબજા દેવીની સહાયથી દેવમલ્લની મુષ્ટિના પ્રહાર વડે વજ્રદંત દૈત્યનો વધ થયો હોવાની તથા દેવમણિના ટુકડા કરવાને કારણે જ્યેષ્ઠીમલ્લોનું પતન થયું હોવાની દંતકથાઓ એમનામાં પણ પ્રચલિત છે. નિંબજા દેવીનાં મન્દિરો મ્હૈસૂર રાજ્યમાં એક કરતાં વધુ સ્થળે છે. ગુજરાતના

---

૯. મોઢની કુલદેવી માતંગી તથા તેની બહેન શ્યામલ દેવીએ ધર્મારણ્ય ક્ષેત્રમાં બ્રાહ્મણ દંપતીઓને હેરાન કરનાર કર્ણાટ અથવા કર્ણાટક નામના દૈત્યને માર્યો હતો એવો પ્રસંગ ‘ધર્મારણ્ય’ પુરાણમાં વર્ણવેલો છે. દૈત્યનું નામ કર્ણાટક હોવાનું શું કારણ? મયણલ્લાના રાજ્યકારભાર દરમિયાન શું કોઈ કર્ણાટકવાસી મોઢ બ્રાહ્મણોને ત્રાસ આપતો હશે? અને તેને પાછળથી જેર કરવામાં આવ્યો હશે? આ માત્ર એક તર્ક છે.

જ્યેષ્ઠીમલ્લોની જેમ તેઓ પણ સામાન્ય રીતે 'જેટ્ટી' (='જેઠી') તરીકે ઓળખાય છે. તેઓ જનોઈ ધારણ કરે છે. તેમનામાં કેટલાક ધંધાને કારણે પોતાને 'મલ્લક્ષત્રિય' અથવા 'ચાણુર મલ્લ' તરીકે ઓળખાવે છે, પરન્તુ તેઓ બ્રાહ્મણ જ છે એ વસ્તુ તેમનાં ગોત્રો જેવાં કે અગસ્ત્ય, આત્રેય, ગાર્ગ્ય, ગૌતમ, કાશ્યપ, માંડવ્ય, પરાશર, શાંડિલ્ય, વસિષ્ઠ, વિશ્વામિત્ર ઇત્યાદિ ઉપરથી નક્કી થાય છે. ('માઈસોર ટ્રાઇબ્સ એન્ડ કાસ્ટ્સ,' ભાગ ૩, પૃ. ૪૭૨–૭૪)

અત્યારે દક્ષિણમાં જ્યેષ્ઠીમલ્લોની વસતી મુખ્યત્વે મ્હૈસૂર રાજ્યમાં છે. ગુજરાતના જ્યેષ્ઠીમલ્લોથી ઊલટું જ, સામાજિક દૃષ્ટિએ તેઓ ઊંચા ગણાય છે. તેઓ તેલુગુ અથવા કન્નડ ભાષા બોલે છે, પણ તે સાથે પ્રાકૃતમાંથી ઊતરી આવેલી 'મલ્લુ' અથવા 'મલ્લભાષા' નામની એક વિશિષ્ટ બોલી પણ વાપરે છે.[10] આ 'મલ્લુ' બોલી વિશે સર જ્યોર્જ ગ્રિયર્સનના 'લિંગ્વિસ્ટિક સર્વે ઑફ ઇન્ડિયા'માં કંઈ નોંધ નથી તેમજ બીજી રીતે પણ એનો નમૂનો મેળવવાનું મારાથી બન્યું નથી; નહિ તો દ્રાવિડ પ્રદેશમાં વસેલા સૌરાષ્ટ્રી બ્રાહ્મણોની ભાષામાંથી ગુજરાતીનાં લક્ષણો તારવી શકાયાં છે તેમ (આ માટે જુઓ 'પ્રસ્થાન', વૈશાખ સં. ૧૯૮૨માં અધ્યાપક નગીનદાસ પારેખનો લેખ "બૃહદ્ ગુજરાતની એક વિસારે પડેલી પ્રાચીન શાખા.' સૌરાષ્ટ્રીઓ વિશે વિગતથી માહિતી આપતા બીજા એક લખાણ માટે જુઓ 'પ્રજાબંધુ' સાપ્તાહિકના સુવર્ણાંકમાં શ્રી. રત્નમણિરાવ

---

૧૦. 'મલ્લપુરાણ'માં એક સ્થળે મલ્લોની વિશિષ્ટ પરિભાષાને 'મલ્લભાષા' નામ આપ્યું છે :

चोडिलग्नो भवेत् कश्चित् सप्तत्रिंशादिमे गुणाः ।
कथिता लौकिकैः शब्दैस्तथोक्ता मल्लभाषया ॥

(અધ્યાય ૫, શ્લોક ૮)

ભીમરાવનો નિબંધ 'દ્રાવિડ દેશમાં ગુજરાતીઓ અને સૌરાષ્ટ્રી બ્રાહ્મણો.') આ 'મલ્લુ' ભાષા વિશે પણ થઈ શક્યું હોત અને એ રીતે જ્યેષ્ઠીમલ્લોના ગુજરાતી મૂળનું વધુ એક પ્રમાણ મેળવી શકાયું હોત.

શિવાજીના સમયમાં જ્યેષ્ઠીમલ્લો તાંજોરમાં હતા. ત્યાં તેઓ તાંજોરના રાજાની સેવામાં હતા અને મુખ્યત્વે ખજાનાની ચોકીનું કામ કરતા. પરન્તુ તાંજોરના રાજાનો નાશ થયા પછી ઘણાખરા જ્યેષ્ઠીમલ્લોએ મ્હૈસૂર અને બીજાં દેશી રાજ્યોમાં વસવાટ કર્યો.

દક્ષિણ ભારતમાં પણ જ્યેષ્ઠીમલ્લો ધંધાદારી મલ્લો અને કસરતબાજો છે. તેઓ માલીસ કરવાનું અને હાડકાં બેસાડવાનું કામ પણ કરે છે. જૂના સમયમાં તેઓ પૈકી કેટલાકો જલ્લાદ તરીકે પણ કામ કરતા, અને વધ્ય મનુષ્યની ગરદન એક જ આંચકાથી ભાંગી નાખી તેનો વધ કરતા. આ રીતે ટીપુ સુલતાન સાથેની છેલ્લી લડાઈ દરમિયાન જનરલ મેથ્યુસની ગરદન જ્યેષ્ઠીમલ્લ પાસે ભાંગી નંખાવવામાં આવી હતી. ('કાસ્ટ્સ એન્ડ ટ્રાઇબ્સ ઓફ સધર્ન ઇન્ડિયા', પૃ. ૪૫૭)

અત્યારે પણ મ્હૈસૂર રાજ્યના જ્યેષ્ઠીમલ્લો પોતાની જૂની મલ્લવિદ્યા અમુક અંશે જાળવી રહ્યા છે. દશેરાના ઉત્સવ પ્રસંગે તેઓ દરબારમાં આવી અંગકસરતોનું પ્રદર્શન કરે છે. એ સમયે તેમને દસ દિવસ સુધી મફત ભોજન આપવામાં આવે છે અને ત્યાર પછી તેઓ દરબાર તરફથી યોગ્ય ભેટ સ્વીકારીને પોતપોતાને સ્થાને પાછા ફરે છે. તેઓમાંના કેટલાક સરકારી નોકરીમાં છે અને કેટલાક ખેતી તથા વેપારમાં જોડાયા છે. આજે પણ તેઓ સરકારી ઇનામી જમીનો ધરાવે છે.

દક્ષિણ ભારતના જ્યેષ્ઠીમલ્લોમાં વજ્રમુષ્ટિ નામની એક વિશિષ્ટ પ્રકારની કુસ્તી પ્રચલિત હતી, જે 'બોક્સિંગ' અને મલ્લયુદ્ધનું મિશ્રણ હતી. એ કુસ્તી કરતાં હરીફો પોતાના હાથમાં 'વજ્રમુષ્ટિ'

નામનું એક હથિયાર રાખતા. આથી આ પ્રકારનું મલ્લયુદ્ધ કરનારા કુસ્તીબાજો પણ 'વજ્રમુષ્ટિ' તરીકે ઓળખાતા. ગુજરાતના જ્યેષ્ઠીમલ્લોને આ પ્રકારના હથિયારની જાણ નથી તેમજ તેઓ પૈકી કોઈની પાસે આવું હથિયાર હોવાનું જાણવામાં નથી; એ ઉપરથી અનુમાન થાય છે કે 'વજ્રમુષ્ટિ' સહિતના દ્વંદ્વયુદ્ધનો ઉદ્ભવ કદાચ જ્યેષ્ઠીમલ્લો ગુજરાતમાંથી દક્ષિણમાં ગયા ત્યાર પછી થયો હશે. 'માનસોલ્લાસ'માં પણ મલ્લકુસ્તી કે દ્વંદ્વયુદ્ધના નિરૂપણમાં ક્યાંય 'વજ્રમુષ્ટિ'નો ઉલ્લેખ નથી. એટલે સાદી મલ્લકુસ્તીનો એ પ્રકારનો વિકાસ પછીના સમયમાં થયો હોય એ શક્ય છે. જો કે 'મલ્લપુરાણ'-માં એક સ્થળે (અધ્યાય ૧૨, શ્લોક ૪૯; જુઓ આ પુસ્તિકાનું પૃ. ૩૮-૩૯) મલ્લયુદ્ધ કરતાં હાથની આંગળીઓ ઉપર દોરીથી બાંધવાના આયુધનો ઉલ્લેખ છે. સંભવ છે કે એ વજ્રમુષ્ટિ હોય. જો એમ હોય તો આ વિધાન ફેરવવું પડે ખરું.

દક્ષિણ ભારતના જ્યેષ્ઠીમલ્લોનાં કસરતનાં ઉપકરણો તથા વજ્રદંત અને દેવમલ્લના યુદ્ધનો એક ચિત્રપટ મ્હૈસૂરમાંથી મળેલો છે. આ પ્રકારનો જાણવામાં આવેલો આ એક જ ચિત્રપટ છે. ચિત્રની સાથે કન્નડ ભાષામાં સમજૂતી પણ આપેલી છે, જેનો ગુજરાતી અનુવાદ મને શ્રી. પદ્મનાભ જૈનીએ કરી આપ્યો હતો.

ચિત્રમાં શીર્ષક નીચે પ્રમાણે કરેલું છે: "શ્રીનિંબજાશક્તિ વિજ્ઞાન દેવમલ્લ પ્રસન્ન. મલ્લયુદ્ધને લગતાં આયુધો અને ઉપકરણોનું વિવરણ." એ પછી ઉપરથી પહેલા ખાનામાં ડાબી બાજૂએ પહેલું સાત દાંતાવાળી વજ્રમુષ્ટિનું ચિત્ર છે, અને તેની ઉપર લખ્યું છે: "વજ્રદંતાસુરના સંહારમાંથી ઉત્પન્ન થયેલી વજ્રમુષ્ટિ" (કેમકે દેવમલ્લે વજ્રદંતનો વધ કર્યો ત્યાર પછી એની છાતીના હાડકામાંથી વજ્રમુષ્ટિ બનાવવામાં આવી હતી એવી કથા છે). વજ્રમુષ્ટિના ચિત્રની ડાબી બાજૂએ 'જં'' અને જમણી બાજૂએ 'ક્તા' અક્ષર લખેલા છે, પણ આ 'જંક્તા' શબ્દનો અર્થ સમજી શકાતો નથી. પહેલા ખાનામાં

વજ્રદંત અને દેવમલ્લનું યુદ્ધ

તથા

જ્યેષ્ઠીમલ્લનાં ઉપકરણ



[ मैसूर राज्यनी अनुज्ञाथी उपकार साथे ]

વચ્ચે ગદાનું ચિત્ર છે અને તેની ઉપર "અંગકસરત માટે ગદા" એવા શબ્દો લખ્યા છે. પહેલા ખાનામાં જમણી બાજૂએ મલખંભનું ચિત્ર છે અને તેની ઉપર "અંગસાધન માટે સ્તંભ" એમ લખ્યું છે.

વચ્ચેના ખાનામાં ડાબી બાજૂએથી પહેલી આકૃતિ બે મગદળની છે, અને તે ઉપર "અંગસાધન માટે નીલા (મગદળ)" એમ લખ્યું છે. વચમાં બીજા પ્રકારના એક મગદળની આકૃતિ છે, તે ઉપર "અંગસાધન માટે દિન્ના (બીજા પ્રકારનો મગદળ)" એવા શબ્દો છે. ગદાથી માંડીને અહીં સુધીની આકૃતિઓની ડાબી બાજૂએ 'મ' અને જમણી બાજૂએ 'રા' એમ 'મરા' શબ્દ છે, પણ તેની સૂચકતા સમજાતી નથી. આજે પણ દ્રાવિડ પ્રદેશના જ્યેષ્ઠીમલ્લો કસરત કરતાં જોરથી 'રામ! રામ!' ઉચ્ચાર કરે છે, એ 'રામ' શબ્દ તો અહીં ઉલટાવીને નહિ લખ્યો હોય? વચ્ચેના ખાનામાં જમણી બાજૂએ બે પથ્થરનાં ચક્રો છે, તેમની વચમાં પકડવા માટે એક આડો પાટો છે. આ આકૃતિ ઉપર "અંગસાધન માટે સાગ્રાગળુ(?)" એમ લખ્યું છે. બન્ને પથ્થરોની વચમાંના ઝીણા અક્ષર બરાબર વાંચી શકાતા નથી. પકડવા માટેનો પાટો છે, એટલે આ ઉપકરણ 'વેઇટ લિફટિંગ' માટેનાં હશે. બાકી દક્ષિણના જ્યેષ્ઠીમલ્લોમાં આ પ્રકારના પાટા વિનાના, લગભગ ઘંટીના પડ જેવા ગોળ પથ્થરો ગળામાં પહેરીને બેઠક કરવાની પ્રણાલિકા આજે ચાલુ છે.

સૌથી નીચેના ખાનામાં ડાબી બાજૂએથી પહેલી એક ગોળ પથ્થરની આકૃતિ છે. તેની ઉપર "અંગસાધનમાં ખભા ઉપર રાખવા માટે સાંગરા (?)" એ શબ્દો લખ્યા છે. આકૃતિની એક તરફ 'ક' અને બીજી તરફ 'લ્લુ' અક્ષર લખ્યો છે; 'કલ્લુ'નો અર્થ પથ્થર થાય છે. નીચેના ખાનામાં વચ્ચે એક થેલીની આકૃતિ છે, અને તેની ઉપર "અંગસાધનમાં વા કરવા માટેની થેલી" એવા શબ્દો લખ્યા છે. આકૃતિની બાજૂમાં "પથ્થરની થેલી" એમ લખ્યું છે, એ ઉપરથી અનુમાન થાય છે કે મલ્લવિદ્યાના પ્રારંભિક અભ્યાસીને

વજ્રમુષ્ટિયુદ્ધના દાવપેચ શીખવવા માટે સામે જીવતો હરીફ નહિ, પણ આવી પથ્થરો ભરેલી થેલી રાખવામાં આવતી હશે. 'બોક્સિંગ' શીખનારાઓ પણ પોતાની સામે રેતીની થેલી રાખે છે એ જાણીતું છે. નીચેના ખાનામાં જમણી તરફ બીજી એક થેલીની આકૃતિ છે અને તેની ઉપર "શરીર ઉપર ફેરવવા માટેની થેલી" એમ લખ્યું છે. આકૃતિની બાજૂએ 'પથ્થરની થેલી' એ પ્રમાણે સમજૂતી આપી છે.

સૌથી નીચે વજ્રદંતાસુર અને દેવમલ્લના યુદ્ધનું ચિત્ર છે. વજ્રદંત અને દેવમલ્લની પુરાણકથાનો સાર આ નિબંધના પ્રારંભમાં જ આપેલો છે. અહીં ડાબી તરફ હાથમાં ઝાડ સાથે વજ્રદંતાસુર છે. ત્યાં 'વજ્રદંતાસુર' એ પ્રમાણે નામ પણ લખ્યું છે. જમણી તરફ હાથમાં વજ્રમુષ્ટિ સાથે દેવમલ્લ છે. દેવમલ્લની આકૃતિની બાજૂએ 'દેવમલ્લ બ્રહ્મમાનસપુત્ર અયોનિજ' એવા શબ્દો લખ્યા છે. બન્નેના ખભે જનોઈ છે. પુરાણકથા અનુસાર વજ્રદંતના વધ પછી એના હાડકામાંથી વજ્રમુષ્ટિ તૈયાર કરવામાં આવી હતી; ઉપર વજ્રમુષ્ટિની આકૃતિની સમજૂતીમાં પણ ચિત્રકારે એ વસ્તુનો નિર્દેશ કરેલો છે. છતાં અહીં દેવમલ્લના હાથમાં વજ્રમુષ્ટિ આપેલી છે એ એક પ્રકારનો પૌર્વાપર્યવિરોધ છે.

આ ચિત્રપટ આશરે બસો વર્ષ જૂનો જણાય છે. જે યુદ્ધનું ચિત્રકારે આલેખન કર્યું છે એ જો કે પુરાણકથાગત છે, પરન્તુ જૂના કાળના જ્યેષ્ઠીમલ્લોના દેખાવનો અને તેમના વજ્રમુષ્ટિયુદ્ધનો ઠીક ઠીક ખ્યાલ એ ઉપરથી આવે છે.

આ ચિત્રપટને બાજૂએ રાખીએ તોપણ ખાસ કરીને ઈસ્વી સનના અરાઢમા સૈકાના અંતના અને ઓગણીસમા સૈકાના પ્રારંભના, જ્યેષ્ઠીમલ્લોની રમતોના કેટલાક અહેવાલો દક્ષિણ ભારતમાં જળવાઈ રહ્યા છે, તે એ સમયની એમની સ્થિતિ સમજવામાં મદદગાર થાય છે. એવા થોડાક અહેવાલો અહીં રસપ્રદ થઈ પડશે.

ટીપુ સુલતાનના એક અંગ્રેજ કેદી જેમ્સ સ્કરીએ શ્રીરંગપટ્ટણમાં સુલતાન આગળ થયેલી કુસ્તીઓનું નીચે પ્રમાણે વર્ણન આપ્યું છે :

જેટ્ટી( =જેઠી )ઓને હુકમ મોકલવામાં આવે એટલે તેઓ પોતાના ઉસ્તાદોને મોખરે રાખીને આવતા, તથા દરેક વખતે ઠેઠ જમીનનો સ્પર્શ થાય તેવી રીતે અદબપૂર્વક સલામ કરીને તેઓ એકબીજા અખાડાવાળાની સામે કુસ્તી માટે ગોઠવાઈ જતા. તેઓ પોતાના જમણા હાથ ઉપર પોલાદના ચાર દાંતાવાળી લાકડાની વજ્રમુષ્ટિ પહેરી લેતા. વજ્રમુષ્ટિના ચાર દાંતા તેમની આંગળીઓના પાછલા સાંધા ઉપર બરાબર જડાઈ જતા; અને એ રીતે જ્યારે તેઓ પોતાની મૂઠી બંધ કરતા ત્યારે દેખાવ ખૂબ ભયંકર લાગતો. તેમનાં માથાં મૂંડાવેલાં હતાં, શરીર ઉપર તેલમર્દન કરેલું હતુ અને તેઓએ માત્ર એક ટૂંકો લંગિયો પહેરેલો હતો. હરીફોને સામસામા ખડા કરવામાં આવે અને ટીપુ તરફથી સંકેત કરવામાં આવે એટલે તેઓ પોતાના ગળામાં પહેરેલી માળાઓનાં પુષ્પો એકબીજા ઉપર વેરીને કુસ્તીનો પ્રારંભ કરતા; તથા પોતાના જમણા હાથે પહેરેલું પેલું તોફાની શસ્ત્ર જે માંસ ઊતરડી લેવામાં અને પુષ્કળ રક્તપાત કરવામાં કદી પણ નિષ્ફળ જતું નહોતું તેનો પ્રહાર હરીફ ઉપર કરવાની તક શોધતા. કેટલાક હરીફોના દ્વંદ્વયુદ્ધનો તો તત્કાળ પ્રારંભ થતો. તેમને પોતાના હરીફના શરીરના પ્રત્યેક અંગને પકડમાં લેવાનું શીખવવામાં આવેલું હતું, અને મલ્લકુસ્તીને સંબંધ હતો ત્યાંસુધી તો તેઓ હરીફના પ્રત્યેક અંગથી સુપરિચિત હતા. કોઈને હરીફના અંગની એવી પકડ મળી જાય કે જે સામે હરીફ સાવચેત રહી શકયો ન હોય, તો એનો વિજય થતો. તેઓ ઘણીવાર પરસ્પરના હાથપગ પણ ભાંગી નાખતા. એમાંનો કોઈ દ્વંદ્વયુદ્ધમાં શિથિલ થઇ જાય તો તેને વેગીલો બનાવવાનો ઉપાય પણ ટીપુ પાસે હતો, કેમકે બન્ને હરીફોની પાછળ કદાવર શરીરવાળા બે માણસો હાથમાં એવાં હથિયારો લઇને ઊભા રહેતા, જેના પ્રયોગથી પેલો માણસ તુરત જ સાવચેત થઈ જતો. ટીપુની ઇચ્છા હોય ત્યાંસુધી એમને લડવું પડતું, સિવાય કે તેઓ તદ્દન અશક્ત બની ગયા

હોય. જો તેઓએ પોતાનું કાર્ય સારી રીતે કર્યું હોય તો સામાન્ય રીતે તેમને પાઘડી અને શાલની ભેટ આપવામાં આવતી, અને એ ભેટની જાત પણ તેમણે બતાવેલી નિપુણતા અનુસાર ચડતીઊતરતી રહેતી. ('ધી કૅપ્ટિવિટી, સફરિંગ્ઝ ઍન્ડ એસ્કેપ ઑફ જેમ્સ સ્કરી'; એના અવતરણ માટે જુઓ 'કાસ્ટ્સ ઍન્ડ ટ્રાઇબ્સ ઑફ સધર્ન ઇન્ડિયા,' પૃ. ૪૫૯)

વિલ્ક્સ નામે બીજો એક અંગ્રેજ લેખક ૧૯મી સદીના પ્રારંભમાં મ્હૈસૂરમાં થતી જ્યેષ્ઠીમલ્લોની રમતો વિશે નીચે પ્રમાણે પ્રમાણભૂત અહેવાલ આપે છે:

મહાનવમીનો ઉત્સવ (આસો માસના) શુક્લપક્ષની નવમી તિથિએ ઊજવાય છે. એને સુપ્રસિદ્ધ પાંડવોના ઇતિહાસના એક મહાન પ્રસંગની સંવત્સરી લેખવામાં આવે છે. મ્હૈસૂરના વર્તમાન રાજા તરફથી આ ઉત્સવની ઉજવણી ઘટતા દબદબા સાથે થાય છે અને લાગલાગટ નવ દિવસ સુધી અનેક પ્રકારની રમતોની રજૂઆત તેની આગળ કરવામાં આવે છે. હું માનું છું કે મ્હૈસૂર એ દક્ષિણ ભારતમાં એકમાત્ર એવો પ્રદેશ છે, જ્યાં આ રસપ્રદ પણ ક્રૂર રમતો રજૂ કરતી 'જેટ્ટી'(=જેઠી)ની સંસ્થા તેના પૂર્ણતર સ્વરૂપમાં જળવાઈ રહેલી છે. જેમણે આછા ગુલાબી રંગનો માત્ર જાંગિયો પહેરેલો છે એવા હરીફો પોતાના જમણા હાથને એક શસ્ત્ર વડે સજ્જ કરે છે, જેને વધારે બંધબેસતા નામના અભાવે આપણે Caestus અથવા 'પોલાદી મોજું' કહીશું; જો કે એ નામના રોમન શસ્ત્રથી તો એ જુદું જ છે. હાથ ઉપર બરાબર બંધ બેસે એવા ભેંસના શિંગડાનું એ શસ્ત્ર બનેલું છે, અને તેની ઉપર અત્યંત તીક્ષ્ણ દાંતા જેવી ચાર અણીઓ બેસાડેલી હોય છે. એ ચાર દાંતા ચાર આંગળીઓ ઉપર આવી જાય છે, અને પાંચમો વધારે લાંબો દાંતો ટચલી આંગળી પાસે બાકીના ચાર દાંતાથી કાટખૂણે રહે છે. આ શસ્ત્રને હાથ ઉપર યોગ્ય રીતે પહેરી લેવામાં આવે એટલે ગમે તે સામાન્ય શક્તિવાળો માણસ પણ માત્ર એક જ પ્રહારથી પોતાના હરીફનું માથું ચીરી નાખી શકે. પરન્તુ એમાં આંગળીઓ આ શસ્ત્ર દ્વારા જ કાર્ય કરી શકે છે; એ શસ્ત્ર આંગળીઓ ઉપર નીચલી બાજુથી પહેલા અને બીજા વેઢાની વચ્ચે સમાંતરે એવી રીતે બાંધવામાં આવે છે કે બધીયે આંગળીઓના પહેલા સાધા

તોડી નાખવાનું જોખમ ખેડ્યા સિવાય હરીફ ઉપર ગંભીર પ્રહાર કરી શકાતો નથી. આ પ્રમાણે શસ્ત્રસજ્જ થઈને તથા પુષ્પમાળાઓના અલંકાર ધારણ કરીને, ઉત્સવના યોજકોએ નક્કી કર્યા પ્રમાણેની હરીફ જોડીઓ એક પછી એક મેદાનમાં આવે છે; તેમનાં નામ અને રહેઠાણ જાહેર કરવામાં આવે છે; અને એ પછી હાથીદાંતના સિંહાસન ઉપર બેઠેલા રાજાને તથા જાળીઓની પાછળ બેઠેલી અંતઃપુરની સ્ત્રીઓને પ્રણામ કરીને, પોતાની પુષ્પમાળાઓનાં પુષ્પો મનોહર રીતે અખાડા ઉપર વેરતાં વેરતાં તેઓ દ્વંદ્વયુદ્ધનો આરંભ કરે છે. આ દ્વંદ્વયુદ્ધ એ મલ્લકુસ્તી અને, જો એને 'બૉક્સિંગ' નામ આપી શકાય તો, 'બૉક્સિંગ'નું મિશ્રણ છે. એમાં માત્ર મસ્તક સિવાય બીજા કોઈ અંગ ઉપર પ્રહાર કરવા દેવામાં આવતો નથી. દ્વંદ્વયુદ્ધ પૂરું થાય ત્યાર સુધીમાં ઘણીવાર બન્ને હરીફો મસ્તકથી તે નીચે અખાડાની જમીન સુધી લોહીઝરતા માલૂમ પડતા. જ્યારે બેમાંથી એક હરીફનો વિજય થયેલો દેખાતો અથવા દ્વંદ્વયુદ્ધ વધારે ભયંકર સ્વરૂપ પકડતું ત્યારે રાજાની તહેનાતમાં ઊભેલા મધ્યસ્થો હરીફોને ભેટ તરીકે આપવા માટેની પાઘડીઓ અને વસ્ત્રો ફેંકીને યુદ્ધ બંધ રાખવાનું સૂચન કરતા.[11] દ્વંદ્વયુદ્ધ જીતીને પોતે તાજગીભર્યો જ પાછો જાય છે એમ બતાવવા માટે વિજેતા ઘણીવાર ચારપાંચ ગુલાંટ લગાવીને અખાડામાંથી બહાર નીકળી જતો. 'જેટ્ટી' પાંચ શ્રેણિમાં વહેંચાયેલા છે, અને વિજયના પુરસ્કાર રૂપે વિજેતાને સામાન્ય રીતે ઉપરની શ્રેણિમાં ચડાવવામા આવે છે. પ્રથમ શ્રેણિવાળાઓને પુરસ્કાર પણ વધારે ઉચ્ચ પ્રકારનો આપવામા આવે છે, અને વૃદ્ધાવસ્થામાં તેઓને આ ઉત્સવના યોજકની પદવીએ ચડાવવામાં આવે છે. (વિલ્ક્સના 'હિસ્ટોરિકલ સ્કેચિઝ;' એના

---

૧૧. ચૌલુક્યરાજ સોમેશ્વરવિરચિત 'માનસોલ્લાસ'-અંતર્ગત 'અંકવિનોદ' વિશેના પ્રકરણમા કહ્યું છે કે દ્વંદ્વયુદ્ધ કરનાર હરીફોની વચ્ચે રાજાએ પોતાનો દંડ રાખવો અને એ દંડ લઇ લેવામાં આવે એટલે હરીફોએ યુદ્ધ શરૂ કરવું. જ્યારે તેઓ ઘાયલ અને લોહીલુહાણ થઇ જાય ત્યારે તેમને અટકાવવા માટે રાજાએ ફરી પાછો વચમાં દંડ મૂકવો. તેણે વિજેતાઓને વસ્ત્રકાંચનાદિ તથા વૃત્તિ આપવાં, અને મરી જાય તેનાં સંબંધીઓનાં ભરણપોષણ અર્થે તથા પરલોકની ક્રિયા માટે કૃપાદાન આપવું. ('માનસોલ્લાસ,' ભાગ ૨, પૃ. ૨૨૮-૨૯)

અવતરણ માટે જુઓ 'માઈસોર ટ્રાઈબ્સ એન્ડ કાસ્ટ્સ', ભાગ ૩, પૃ. ૪૭૮–૭૯ )

ગુજરાતના જ્યેષ્ઠીમલ્લો કે જેઠીઓની પ્રાચીન મલ્લવિદ્યાની પરંપરા આ પ્રમાણે દક્ષિણ ભારતમાં વધારે સારી રીતે જળવાઈ રહેલી હતી. વડોદરાના મહારાજા ખંડેરાવ ગાયકવાડ જેઓ મલ્લવિદ્યાના શોખીન તેમજ કદરદાન હતા તેમણે દક્ષિણમાંથી વજ્રમુષ્ટિ જ્યેષ્ઠીમલ્લોને બોલાવીને વડોદરાના દરબારમાં રાખ્યા હતા. આજે પણ કાનડી અને તેલુગુ બોલનારાં કેટલાંક જ્યેષ્ઠી કુટુંબો વડોદરામાં છે, અને તેઓ પોતાને મૂળ મોઢેરાના મોઢ બ્રાહ્મણો તરીકે ઓળખાવે છે.

વડોદરાના દરબારમાં પણ વજ્રમુષ્ટિઓનાં દ્વંદ્વયુદ્ધ થતાં. એવા એક દ્વંદ્વયુદ્ધનું કોઈ અંગ્રેજે કરેલું વર્ણન આપણને મળે છે:

અત્યાર સુધી વર્ણવેલી કુસ્તીઓ કરતાં વધારે ભયંકર પ્રકારની બીજી એક કુસ્તી જે આજકાલ માત્ર વડોદરામાં જ જોવા મળે છે તે 'નખી કી કુસ્તી' નામથી ઓળખાય છે. લગભગ નગ્ન શરીરવાળા તથા છાગાં અને પુષ્પમાળાઓથી અલંકૃત થયેલા હરીફો એમાં એકબીજાને શિંગડાના બનાવેલા નખ વડે ચીરી નાખે છે. આ નખ અગાઉ પોલાદના બનાવવામાં આવતા, અને હરીફો પૈકી કોઈ એકનું તેથી અચૂક મરણ થતું; પરન્તુ અર્વાચીન કાળમાં એને જંગલી રીત ગણીને એનો ઉપયોગ બંધ કરવામાં આવેલો છે. અત્યારે ઉપયોગમાં છે તે નખ તો મેં કહ્યું તે પ્રમાણે શિંગડાંના હોય છે અને બંધ મૂઠી ઉપર તે ચામડાની વાધરીથી બાંધવામાં આવે છે. આ પ્રકારનું દ્વંદ્વયુદ્ધ જોવા માટે હું એક જ વાર હાજર રહ્યો હતો, કેમકે એ ભયંકર દૃશ્ય જોઈને મારું હૃદય એટલું દ્રવિત થઈ ગયું હતું કે ફરી વાર જવાને હું તૈયાર નહોતો. પ્રવાહી ભાંગ તથા ભાંગમિશ્રિત અફીણથી મત્ત થયેલા કુસ્તીબાજો જ્યારે એકબીજા ઉપર ધસી જાય છે ત્યારે તેમના ઝનૂનને કોઈ સીમા હોતી નથી. જેના દંડનો નસો ઉશ્કેરાટથી ફૂલી ગયેલી છે એવા રાજા ઝનૂની આનંદથી ભરેલી આંખોથી ઉત્તેજનાપૂર્વક આ દૃશ્ય જુએ છે કે એ શાન્ત રહી શકતા નથી, પણ પોતાના

હાવભાવોથી કુસ્તીબાજોની કાર્યશીલતાનું અનુકરણ કરે છે. અખાડો લોહીથી છવાઈ જાય છે, હારેલા હરીફને ત્યાંથી ઉપાડી જવામાં આવે છે, અને કપાળ ઉપરની ચામડી ઊખડીને લટકતી હોય છે એવી સ્થિતિમાં વિજેતા મલ્લ રાજા સમક્ષ આવીને પ્રણામ કરે છે, એટલે રાજા ઉત્તમ મોતીનો હાર તેના ગળામાં પહેરાવે છે તથા મૂલ્યવાન વસ્ત્રોથી તેનું ઉઘાડું શરીર ઢાંકી દે છે. એક પ્રસંગથી તો મને એટલી બધી ઘૃણા થઇ કે મારા એકદમ ચાલ્યા જવાથી ગાયકવાડ ઉપર શી અસર થશે એનો વિચાર કર્યા સિવાય હું એકાએક ચાલ્યો ગયો. કુસ્તીબાજો પૈકી એક, જે ભાંગ પીવાથી અર્ધમત્ત સ્થિતિમાં હતો તેણે શરૂઆતના કેટલાક પ્રહારો પડ્યા પછી પીછેહઠનો દેખાવ કર્યો; તે બિચારાને આમ કરતો જોઇને બીજા કુસ્તીબાજે એને ઊઠવા દેવો કે કેમ એ જાણવા માટે રાજાની સામે જોયું, પણ આ દશ્યથી ખૂબ તાનમાં આવી ગયેલા રાજાએ તો ' મારો ! મારો ! મારો ! ' એમ બૂમ પાડી, અને પેલા અભાગિયાની ખોપરી નિર્દયપણે ચીરી નાખવામાં આવી. એને જ્યારે ત્યાંથી લઈ જવામાં આવ્યો ત્યારે એ સાવ બેભાન હતો. એ જ દિવસે રાજાએ વિજેતા મલ્લોને ચારસો પાઉન્ડ કરતાં પણ વધારે કીંમતના હાર તથા રોકડ નાણું વહેંચ્યું હતું. ( માઈસોર ટ્રાઇબ્સ એન્ડ કાસ્ટ્સ,' ભાગ ૩, પૃ. ૪૮૦–૮૧ )

આ પ્રકારનું વજ્રમુષ્ટિનું દ્વંદ્વયુદ્ધ વડોદરામાં પણ ઘણાં વર્ષ થયાં બંધ કરવામાં આવેલું છે.

## ' મલ્લપુરાણ '

ગુજરાતમાં તેમજ પરપ્રાન્તોમાં જ્યેષ્ઠીમલ્લોના ઇતિહાસનો આ પ્રમાણે યાવત્પ્રાપ્ય પરિચય કર્યા પછી આપણે ' મલ્લપુરાણ 'નું વિહંગાવલોકન કરીએ.

' મલ્લપુરાણ ' એ સંસ્કૃત સાહિત્યમાં મલ્લવિદ્યાવિષયક જે વિરલ ગ્રન્થો છે એમાંનો એક છે. એમાં કુલ આશરે ૫૮૦ શ્લોકો હોઈ પંદર અધ્યાયમાં તે વહેંચાયેલો છે. એમાં દેલમાલનું તીર્થભાવે વર્ણન કરવામાં આવ્યું છે, ત્યાંના બ્રાહ્મણો અગ્નિહોત્રી મટી મલ્લો થયા એ કહ્યું છે, તથા અંતે જ્યેષ્ઠીમલ્લોનાં ગોત્રો પણ વર્ણવ્યાં છે એ જોતાં ગુજરાતના કોઈ જ્યેષ્ઠીમલ્લને હસ્તે એની રચના થઈ છે એમાં

શંકા રહેતી નથી. શિલ્પીઓના સંસ્કૃતની જેમ મલ્લોનું સંસ્કૃત પણ અશુદ્ધિઓથી ભરેલું, 'ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર' એ સૂત્રને અનુસરનારું હતું એમ આ ગ્રન્થ ઉપરથી જણાય છે. વળી આ ગ્રન્થ વંશપરંપરાગત મલ્લો માટે લખાયેલો છે, એટલે કેટલીક વસ્તુઓ તો સહજ સમજાય એવી ગણીને અધ્યાહૃત રાખવામાં આવી છે. આથી સામાન્ય સંસ્કૃતજ્ઞને આ ગ્રન્થમાંની કેટલીક વાતો સમજવામાં કંઈક મુશ્કેલી નડે છે.

'મલ્લપુરાણ'નો રચનાકાળ નક્કી કરવાનું કોઈ સાધન નથી. પૂનાના ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટમાંથી તેની હાથપ્રત સં. ૧૭૩૧ માં લખેલી છે, એટલે ત્યાર પહેલાં તે રચાયેલું છે એ નિશ્ચિત છે. એમાં દેલમાલનું જે રીતે વર્ણન કરેલું છે એ જોતાં ગુજરાતમાં જ્યેષ્ઠીમલ્લોનો ઉન્નતિકાળ હતો ત્યારે, પાટણનું હિન્દુ રાજ્ય નાશ પામ્યું ત્યાર પહેલાં, તે રચાયું હોય એ અસંભવિત નથી.

'મલ્લપુરાણ'ની એક છાપેલી જૂની નકલ મને શ્રી. ઈશ્વરલાલ મણિલાલ દવે મારફત મળી હતી. એનું પૂઠું ફાટી ગયેલું હોવાથી છપાવનાર કોણ છે એ જાણી શકાતું નથી. પણ પુસ્તકની અંદર આંધ્ર અને કર્ણાટકમાંથી વડોદરામાં આવીને વસેલાં જ્યેષ્ઠીમલ્લ કુટુંબોનાં વંશવૃક્ષ છાપ્યાં છે, એથી અનુમાન થાય છે કે દક્ષિણમાંથી વડોદરે આવીને રહેલા કોઈ જ્યેષ્ઠીમલ્લે આ ગ્રન્થ છપાવ્યો છે. એનો અર્થ એ થયો કે ગુજરાત તેમજ દક્ષિણ ભારતના જ્યેષ્ઠીમલ્લોમાં આ ગ્રન્થ એકસરખો માન્ય હતો.

આ ગ્રન્થનો બાહુયુદ્ધવિશારદ કર્તા પ્રથમ અધ્યાયના પ્રારંભમાં નારાયણના ચાર બાહુઓની સ્તુતિ કરીને ગ્રન્થનું મંગલાચરણ કરે છે. પછી નારદજી બ્રહ્મા પાસે વિસ્તારપૂર્વક મલ્લવિદ્યા સાંભળવાની ઇચ્છા કરે છે, એટલે જેના અભ્યાસથી મનુષ્ય સત્વર શત્રુંજય— શત્રુઓને જીતનારો બને છે એવી મલ્લવિદ્યા તેઓ નારદને સંભળાવે છે.

શ્રીકૃષ્ણ અને બલભદ્ર મથુરાથી દ્વારકા જતા હતા ત્યારે વિવિધ દેશો જોતાં તેઓ ધર્મારણ્યમાં, મોઢેરાની પાસે દેલમાલમાં આવી પહોંચ્યા. અનેક સરોવરો અને ઉપવનોથી સુશોભિત, અનેક દેવતાઓનાં મન્દિરોવાળું, યજ્ઞોના ધૂમથી છવાયેલું, સુન્દરીગણોથી ભરેલું અને વેદધ્વનિથી ગાજી રહેલું એ સ્થાન સત્યયુગમાં રત્ન નામથી ઓળખાતું હતું, ત્રેતામાં કનક અને દ્વાપરમાં મયૂરવ બાલ કહેવાતું હતું તથા કલિયુગમાં દેવાલય–દેલમાલ કહેવાય છે. તેની પૂર્વે પવિત્ર જળથી ભરેલું, સારસ અને હંસ વડે સેવાયેલું બ્રહ્મસર નામે તળાવ છે, અને પૂર્વદિશામાં પાલિની નામે મહાદેવીનું સ્થાનક છે. એ બન્નેની વચ્ચે અનેક તીર્થો આવેલાં છે. ત્રેતાયુગમાં રામચન્દ્રે અહીં સ્નાન કરીને લોકસંગ્રહાર્થે યજ્ઞદાનાદિ ક્રિયાઓ કરી હતી. આ નગરની ચારે બાજુ મોટાં મોટાં દેવાલયો આવેલાં છે એ કારણથી તે દેવાલય––દેલમાલ કહેવાય છે. સપ્ત પુરીઓની જેમ આ નગરનો મહિમા પણ મોક્ષદાયક છે. એવા મયૂરવ બાલની શોભા જોઈને શ્રીકૃષ્ણ અને બલદેવ તેમાં પ્રવેશ્યા ત્યારે એ નગરનાં સ્ત્રીપુરુષ અને બાળકોએ અહમહમિકાપૂર્વક તેમનું ભારે સ્વાગત કર્યું.

બીજા અધ્યાયમાં—નગરજનોનું આતિથ્ય માણતા શ્રીકૃષ્ણ અને બળદેવ ત્યાં કેટલાક દિવસ સુધી રહ્યા. ત્યાં ગર્ગ ગોત્રનો, વેદ–વેદાંગનો પારગામી અને કલાકુશળ સોમેશ્વર નામે બ્રાહ્મણ યુવાન હતો, તે બલભદ્ર સહિત કૃષ્ણની ભાવપૂર્વક આરાધના કરતો હતો. એને ભક્તિયુક્ત તેમજ શરીરસંપત્તિવાળો જોઈને કૃષ્ણે કહ્યું કે "કલિયુગમાં રાજાઓ મ્લેચ્છપ્રાય થઈ ગયા છે; તેઓ વૃત્તિલોપ કરશે અને ગોબ્રાહ્મણને પીડા આપશે; માટે તને હું મલ્લવિદ્યા આપું છું; જેથી વૃત્તિ કરવી નહિ પડે." આ પછી જ્યેષ્ઠા, આંતરજ્યેષ્ઠા ગોપ અને ભવિષ્ય એ પ્રમાણે એકએકથી ઊતરતી કોટિના મલ્લોનાં ગુણોનું વર્ણન શ્રીકૃષ્ણ કરે છે.

મલ્લોના વિભાગ પાડતી આ જ પરિભાષા સોમેશ્વરના 'માનસોલ્લાસ'માંના 'મલ્લવિનોદ' નામના પ્રકરણમાં પણ છે. એમાં કહ્યું છે કે જ્યેષ્ઠિક મલ્લ ઉત્તમ છે, આંતરજ્યેષ્ઠિક મધ્યમ છે, ગોવલ કનિષ્ઠ છે. કાયા અને બળના ઊતરતાપણા અનુસાર આ વસ્તુ સમજવાની છે. વીસ વર્ષ સુધી મલ્લ ભવિષ્ણુ કહેવાય છે. ત્યારપછી ત્રીસમા વર્ષ સુધી પ્રરૂઢ કહેવાય છે. ત્યારપછી ક્રમે ક્રમે ક્ષીણ થતો તે મલ્લયુદ્ધ માટે અયોગ્ય ગણાય છે. બળ તથા મલ્લવિદ્યાના જ્ઞાનમાં અતિઉત્તમ હોય તે જ્યેષ્ઠી અથવા જ્યેષ્ઠીમલ્લ કહેવાય છે. આ વિષયમાં જ્યેષ્ઠીમલ્લથી અર્ધા ગુણવાળો તે આંતરજ્યેષ્ઠિક, એનાથી પણ ઊતરતો તે ગોવલ, અને સરલ બાલ્યાવસ્થામાં રહેલો હોય તે ભવિષ્ણુ કહેવાય છે.

ત્રીજા અધ્યાયમાં—અસ્થિસાર, માંસસાર, મેદસાર, અસ્થિમેદસાર અને અસ્થિમાંસસાર એ પંચાંગ–મલ્લનાં લક્ષણો આપ્યાં છે.

ચોથા અધ્યાયમાં—ગજ, સિંહ, વૃષભ અને મૃગ એ ચાર પ્રકારના મલ્લોનાં લક્ષણ આપ્યાં છે.

પાંચમા અધ્યાયમાં—મલ્લકુસ્તીના જુદા જુદા લાગ–દાવ વર્ણવ્યા છે તથા કેવા મનુષ્યોએ મલ્લશ્રમ કરવાથી દૂર રહેવું જોઈએ એ કહ્યું છે. વળી અલ્પશ્રમ, અર્ધશ્રમ અને પૂર્ણશ્રમ એવા કસરતના ભેદો બતાવ્યા છે અને કેવા પ્રકારના મનુષ્યોને તે તે શ્રમ કેવો લાભ આપે છે એ જણાવ્યું છે. જ્યેષ્ઠી, આંતરજ્યેષ્ઠી અને ગોપ એ ત્રણ પ્રકારના મલ્લોએ પૂર્ણ શ્રમ કરવો એમ પુરાણકાર કહે છે. પૂર્ણ શ્રમના લાભ વર્ણવીને પુરાણકાર કહે છે કે પૂર્ણ શ્રમ બાદ ઠંડે પાણીએ સ્નાન કરવું, સાકરમિશ્રિત દૂધ પીવું, દ્રાક્ષ ખાવી, શ્વેત વસ્ત્ર પહેરવાં, ચંદન અને કપૂરનું વિલેપન કરવું તથા ઘઉં અને ગોળનું ભોજન કરવું.

છઠ્ઠા અધ્યાયમાં—મલ્લોને શ્રમથી થતા લાભ વર્ણવ્યા છે. એનાથી રાજાની કૃપા પ્રાપ્ત થાય છે, ધન મળે છે અને સુજનોનો

આહ્લાદકારી અને દુર્જનોને દાહકારી યશ પ્રસરે છે. સર્વે ગુણો શ્રમથી વધે છે અને શ્રમ વિના નાશ પામે છે, માટે શ્રમ કરવો. માગસરથી ચૈત્ર માસ સુધી પૂર્ણ શ્રમ કરવો. ઠંડી ઋતુમાં પૂર્ણ શ્રમથી જઠરાગ્નિ વધે છે, જઠરાગ્નિ વધવાથી આહાર વધે છે, આહારથી બળ વધે છે અને બળથી પાછી શ્રમ કરવાની શકિત વધે છે. વૈશાખથી અસાડ સુધી અર્ધશ્રમ કરવો, જેથી શરીરસ્વાસ્થ્ય ટકી રહે. શ્રાવણ અને ભાદરવા માસમાં ઉષ્મા સહિત મેઘાડંબર હોય છે; એ સમયે અલ્પ શ્રમ જ કરવો. એ કરતાં અધિક શ્રમ કરવાથી ઊંઘ વધે છે. વળી આસો અને કારતકમાં પિત્તનો પ્રકોપ થાય છે; પિત્તથી જઠરાગ્નિ મંદ થાય છે, અને આહાર ઘટે છે; માટે એ મહિનાઓમાં અલ્પ શ્રમ કરવો. અક્ષયનવમી—કારતક સુદ નોમ, અક્ષયતૃતીયા અને સૂર્યચંદ્રના ગ્રહણના દિવસોએ અનધ્યાય રાખવો એટલે કે કસરત કરવી નહિ.

એ પછી મર્દન અને સ્નાનના ગુણ વર્ણવ્યા છે અને આરોગ્યપ્રદ અને બલપ્રદ આહારનું નિરૂપણ કર્યું છે. એમાં માંસાહારના પણ ગુણ વર્ણવેલા છે એ નોંધપાત્ર છે.

સાતમા અધ્યાયમાં—રંગશ્રમ, સ્તંભશ્રમ, ભ્રમણિકાશ્રમ, શ્વાસપ્રેરણિકાભ્યાસ, સ્થાપિતશ્રમ, ઊહાપોહશ્રમ, ગોચિન્તક, લઘુઅણિતક, પ્રમદાશ્રમ, આમર્દકીશ્રમ, સ્થાદનક, કુંડકર્ષણિકાભ્યાસ, અન્યકૃતકરાશ્રમ, જલશ્રમ, પરાનારોહણ, અને ભોજનોર્ધ્વભ્રમણિકા એ પ્રમાણે સોળ પ્રકારની કસરતોનું ટૂંકમાં નિરૂપણ કર્યું છે.

આઠમા અધ્યાયમાં—રંગશ્રમ એટલે કે કુસ્તીના દાવ ફરી કંઈક વિસ્તારથી આપ્યા છે, અને સર્વ શ્રમોમાં રંગશ્રમ શ્રેષ્ઠ છે એમ કહ્યું છે. એ પછી ભીમસેની, નારાયણી, ચિત્રિણી અને મસૃણી એ ચાર પ્રકારની મર્દના—'મસાજ'નાં લક્ષણ આપ્યાં છે, અને છેવટે કહ્યું છે કે વ્યાયામથી કફનો નાશ થાય છે, મર્દનથી વાતનો નાશ થાય છે, સ્નાનથી પિત્તનો નાશ થાય છે અને એ રીતે મલ્લો મહાબળવાન બને છે.

નવમા અધ્યાયમાં— વાત, પિત્ત અને કફના પ્રકોપનાં લક્ષણો તથા એ દૂર કરવા માટેનાં ઔષધો આપ્યાં છે.

દસમા અધ્યાયમાં—રંગમંડપના પ્રેક્ષકો તથા કુસ્તી કરનારા સરખેસરખા મલ્લો વિશે કેટલુંક સામાન્ય કહ્યા પછી મલ્લોએ રાખવા જોઇતા ત્રેવીસ પ્રકારના સંયમ ગણાવ્યા છે. જગતનાં પ્રાણીઓ વિષયોને વશ બની દુ:ખી થાય છે, માટે મલ્લોએ વિષયોમાંથી પોતાની જાતને બચાવવી. અધ્યાત્મશુદ્ધ મલ્લ મન સહિત ઇન્દ્રિયોથી કદી પરાજિત થતો નથી.

અગિયારમા અધ્યાયમાં—શૂર અને ભીરુના પ્રકાર વર્ણવ્યા છે. એ પછી રંગમંડપ અને મલ્લયુદ્ધનું વર્ણન કર્યું છે. ' આવતી કાલે મલ્લયુદ્ધ છે ' એમ કહીને સાંજે રાજાએ સર્વ સભાસદોને વિદાય આપવી. પછી સવારે માટી મંગાવવી અને મલ્લયુદ્ધ માટે રંગભૂમિની તૈયારી કરવી. એકત્રીસ હાથ પહોળી અને એક હાથ ઊંડી વર્તુલાકાર રંગભૂમિ બનાવવી. જેમાં બીજ વાવવાનું હોય એવા ખેતરની જેમ તે અત્યંત કોમળ હોવી જોઈએ. એમાં રાખ, કાંટા કે કાંકરા ન હોવા જોઈએ. એમાં વિજયની પ્રાપ્તિ અર્થે શ્રીકૃષ્ણની સ્થાપના કરવી તથા બીજોરું પણ સ્થાપિત કરવું. ' આજે મલ્લયુદ્ધ થવાનું છે ' એવો સાદ રાજાએ ઘેરઘેર પડાવવો. પછી મહાદેવી, કુમારી, અમાત્યો, વિલાસિનીઓ તથા સર્વ ચતુર જનો સાથે ગોવિન્દની પૂજા કરી ઉપર્યુક્ત રંગમંડપમાં જઈ મલ્લયુદ્ધ જોવું. અહીં મલ્લયુદ્ધના વર્ણનમાં એક શ્લોકમાં, આગળ જેનો વારંવાર નિર્દેશ કરેલો છે તે 'વજ્રમુષ્ટિ' આયુધનો ઉલ્લેખ હોય એવી કલ્પના થાય છે. એ વિશે કંઈ વધુ સ્પષ્ટતા કર્તાએ કરી નથી—

करांगुलिषु संवेश्य सूत्रग्रथितमायुधम् ।
तेन सूत्रमयेनाथ जयमंत्रकृतेन वा ॥
शत्रुभङ्गे भवेन्मल्लो जयश्रीः प्राप्यतेऽचिरात् ।

(શ્લોક ૪૯–૫૦)

અર્થાત્ દોરીથી આંગળીઓ ઉપર બાંધેલા આયુધ વડે મલ્લ શત્રુનો પરાજય કરીને એકદમ જયશ્રી પ્રાપ્ત કરી શકે છે.

પછી પુરાણકાર કહે છે કે વિજયી મલ્લને રાજાએ અલંકારો આપીને હાથી ઉપર બેસાડી વાજતેગાજતે નગરમાં ફેરવવો. નગરની પ્રદક્ષિણા કર્યા બાદ સભામાં પાછા આવીને મલ્લે હાથી ઉપરથી ઊતરી નારાયણને તથા વડીલોને નમસ્કાર કરીને, કરાસ્ફોટનપૂર્વક રાજા પાસે આવી રાજાને, દેવીને અને સભાને પ્રણામ કરવાં.

આ પછી ચોસઠ કલાઓનાં નામ આપ્યાં છે અને રાજ-સભામાં કેવાં કલાવિદ પાત્રો મલ્લયુદ્ધ જોવાને હાજર હોય છે એ કહ્યું છે.

સોમેશ્વરના 'માનસોલ્લાસ'માં સોળ સ્તંભવાળો રંગમંડપ કરવાનું કહ્યું છે. એમાં પશ્ચિમે દોઢ હાથ ઊંચી સમચોરસ વેદિકા કરવાનું, વેદિકાના અગ્નિકોણમાં શ્રીકૃષ્ણની સ્થાપના કરવાનું તથા વેદિકાની આગળ દસ હાથ પહોળો, ત્રીસ હાથ લાંબો અને બે વેંત ઊંડો અખાડો કરવાનું વિધાન છે ('માનસોલ્લાસ', ભાગ ૨, પૃ. ૨૩૬–૩૭) એની તુલના 'મલ્લપુરાણ'નાં ઉપર્યુક્ત વિધાનો સાથે કરવા જેવી છે.

મલ્લવિદ્યાના અધિષ્ઠાયક દેવ શ્રીકૃષ્ણનું રંગમંડપમાં સ્થાપન કરવાનું વિધાન 'મલ્લપુરાણ' તેમજ 'માનસોલ્લાસ'માં છે, પણ પછીના કાળના હિન્દુ કસરતબાજોના ઉપાસ્ય દેવ હનુમાનનો નામ-નિર્દેશ પણ એમાંથી એકે ગ્રન્થમાં નથી એ વસ્તુ ખાસ ધ્યાન ખેંચે છે.

બારમા અધ્યાયમાં—ધરણિયાત, માથર ( માથુર ? ), મારયુદ્ધ અને ધર્મયુદ્ધ એ ચાર પ્રકારનાં મલ્લયુદ્ધનાં લક્ષણ આપ્યાં છે.

તેરમા અધ્યાયમાં—સમ અને વિષમ મલ્લયુદ્ધો વર્ણવ્યાં છે. એમાં ગજ સાથે ગજનું, વૃષભ સાથે વૃષભનું, સિંહ સાથે સિંહનું, મૃગ સાથે મૃગનું, ગજ સાથે સિંહનું, સિંહ સાથે વૃષભનું, સિંહ

સાથે મૃગનું, ગજ સાથે મૃગનું, ગજ સાથે વૃષભનું અને વૃષભ સાથે મૃગનું યુદ્ધ નિરૂપ્યું છે.

ચૌદમા અધ્યાયમાં—અંગકસરતના કેટલાક વિજ્ઞાનવિશેષો અતિ સંક્ષેપમાં બતાવ્યા છે.

પંદરમા અધ્યાયમાં—ફલશ્રુતિ આવે છે. શ્રીકૃષ્ણ પાસેથી મલ્લવિદ્યા પ્રાપ્ત કરીને સોમેશ્વરે એમાં એટલી નિપુણતા મેળવી કે કંસ રાજાના મલ્લોનો પરાજય કરનાર બલભદ્રને પણ તેણે મલ્લ-યુદ્ધમાં હરાવી દીધો. આ પછી સોમેશ્વરે શ્રીકૃષ્ણ સાથે આસ્ફાલન કર્યું અને તેમના શરીરસંપર્કથી પોતાની જાતને પવિત્ર કરી. પછી સોમેશ્વરે શ્રીકૃષ્ણને કહ્યું કે "આપ જશો પછી અમારું પાલન કોણ કરશે?" એટલે શ્રીકૃષ્ણે લીંબડાના વૃક્ષમાંથી પોતાની યોગમાયા નિંબજાને પ્રકટ કરી તથા એ સ્થાનમાં—દેલમાલમાં સ્થા-પિત કરી; અને કહ્યું કે "શ્રમ કરતાં, સંગ્રામમાં અને રંગભૂમિ-માં સર્વ મલ્લોએ આ દેવીનું સ્મરણ કરવું. એ દેવી સર્વ વિઘ્નોથી તમારું રક્ષણ કરશે." પછી ભગવાને મલ્લોના કુળને માનાસ્પદ સ્થાન આપવા માટે ગર્ગ, પિપ્પલાયન, ભાર્ગવ, આપસ્તંબ, ગૌતમ, તૈત્તિર, વાસિષ્ઠ, શાંડિલ્ય, ઘૃતાશિ, છાયાશિ, ભારદ્વાજ અને કાશ્યપ એ પ્રમાણે તેમનાં બાર ગોત્રો સ્થિર કર્યાં. તે તે ગોત્રોની શાખાઓ પુરાણકારે આપી છે અને તે એકાદ બે અપવાદ સિવાય અત્યારે વિદ્યમાન શાખાઓને પૂરેપૂરી મળતી છે.

છેવટે આ 'મલ્લપુરાણ' જ્યેષ્ઠીઓને માટે કેટલું કલ્યાણકારી છે એની ફલશ્રુતિ વિસ્તારપૂર્વક આપીને પુરાણકાર ગ્રન્થની સમાપ્તિ કરે છે.

*

જ્યેષ્ઠીમલ્લ જ્ઞાતિનો ઇતિહાસ અને એના જ્ઞાતિપુરાણ 'મલ્લ-પુરાણ'નો આ પરિચય ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસનું એક રસ-પ્રદ પ્રકરણ તાજું કરવામાં સહાયભૂત થશે એવી આશા છે.